શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર

સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

# ગુરુકુલ દર્શન

વર્ષ - ૪ • ફેબ્રુઆરી-૨૦૧૨ • અંક-૨
પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-

સદ્‌ગુરુ અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી

સદ્‌ગુરુ ગાથા વિશેષાંક

પાટોત્સવ પ્રસંગે અભિષેક દર્શન, SGVP

પાટોત્સવ પ્રસંગે અન્નકૂટ દર્શન, SGVP

પનવેલ સત્સંગ સભામાં ઉપસ્થિત મહારાજશ્રી તથા સંતો

૨૬મી જાન્યુઆરીના રોજ યોજાયેલ ધ્વજવંદન કાર્યક્રમ

નૂતન લાઈબ્રેરીનું ઉદ્‌ઘાટન, અમદાવાદ ગુરુકુલ

પૂ. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની પૂણ્યતિથિ પ્રસંગે પૂજન

વાશી( મુંબઈ), વ્યાખ્યાનમાળામાં ઉપસ્થિત ભક્તજનો

વાશી( મુંબઈ), વ્યાખ્યાનમાળામાં ઉપસ્થિત સદ્‌ગુરુ સંતો

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૪, ફેબ્રુઆરી - ૨૦૧૨, અંક-૨

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

પ્રકાશક : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
તંત્રી : પાર્ષદ શ્રી શામજી ભગત
સંપાદક : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી
કલા સંયોજન : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ
વ્યવસ્થાપન : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી
તસ્વીર : જી. વિઝન
મુદ્રક : સૂર્યા ઓફસેટ

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર

‘ગુરુકુલ દર્શન’ કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail- darshan@sgvp.org

## આવત આજ પીયા રીયા

સખી આવત આજ પીયા રીયા
બાજત અનહદ શહેનાઈયા...સખી
યે સત્‌ગુરુ કોયલ કૂક રહી
યે નૈન બદરીયા ઝૂક રહી
મન મોર કરે કલશોરીયા...સખી
ફૂલોકી ખૂશ્બુ છા રહી
મેરે યારકી ખબરે લા રહી
બહતી યે મંદ બિયારીયા...સખી
દિલ બાગમેં મૌસમ ઝૂમ રહી
હર કલિયાં યારકો ચૂમ રહી
ઉડત હૈ રંગ ફુહારીયા...સખી
સખિયા સુમંગલ ગાઈ રહી
મૈં સાંવરીયાસૂ બ્યાહી રહી
સરબસ માધવ પર વારિયા...સખી

- શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

# સદ્‌ગુરુ વંદના મહોત્સવની સાચી ઉજવણી

**- સંપાદકીય**

જગવિખ્યાત તત્ત્વચિંતક સોક્રેટિસે કરેલી ઉત્સવની સાચી વ્યાખ્યા કંઇક આવી છે.

Real celebration is, what remains after festival.

'ચાર દિન કી ચાંદની, ફિર અંધેરી રાત' ઉત્સવ કે મહોત્સવની સાચી ફળશ્રુતિ નથી. મૂર્ખ અને મૂઢની જીંદગીમાં, દિવાળી વર્ષમાં પાંચ દિવસ માટે જ આવે છે. જ્યારે જ્ઞાનીને મતે ''રાજ, મારે દા'ડી દા'ડી રે દિવાળી.''

ઉત્સવ આપણને આછી ઝલક પૂરી પાડે છે, જ્યારે ઉત્સવની પૂર્ણાહૂતિ બાદ સિલકમાં જે બચે છે તે જ સાચી ઉજવણી.

સંવત્ ૧૮૮૨ની સાલ. મહા સુદ એકમનો દિવસ. સંધ્યા આરતી પૂરી થયા બાદ શ્રીજી મહારાજ વરતાલમાં શ્રી લક્ષ્મીનારાયણ દેવનાં મંદિરમાં બિરાજ્યા હતા અને તેમણે તેમની સન્મુખ બિરાજેલા મોટા મોટા પરમહંસોને એક પાયાનો પ્રશ્ન પૂછ્યો. આવનાર શતકોમાં પોતાના આશ્રિત કોઇ રીતે 'કાચા' ન રહે, તેવી પાળ શ્રીહરિ પોતાની હયાતીમાં જ બાંધીને જવા કટિબદ્ધ હતા, એનો સંકેત એ પ્રશ્નમાં ડોકાઈ રહ્યો હતો.

'આ તમે સર્વે મોટા પરમહંસ છો તે તમને અમે પ્રશ્ન પૂછીએ છીએ જે સત્સંગી હોય તેને અવશ્યપણે શી શી વાર્તા જાણવી જોઇએ? કેમ જે તેને કોઇક પૂછે અથવા મનમાં કોઇક તર્ક થઇ આવે, ત્યારે જો તે વાર્તા જાણી ન હોય, તો તેનું સમાધાન કેમ થાય?

એમ પ્રશ્ન પૂછીને પછી પોતે જ બોલ્યા, 'એનો ઉત્તર અમે જ કરીએ છીએ જે એક આપણો ઉદ્ધવ સંપ્રદાય છે, તેની રીત જાણી જોઇએ અને બીજી ગુરુ પરંપરા જાણી જોઇએ. તો ઉદ્ધવ તે રામાનંદ સ્વામી રૂપે હતા ને તે રામાનંદ સ્વામી શ્રીરંગક્ષેત્રને વિષે સ્વપ્નમાં સાક્ષાત્ રામાનુજાચાર્ય થકી વૈષ્ણવ દીક્ષાને પામ્યા. માટે રામાનંદ સ્વામીના ગુરુ તે રામાનુજાચાર્ય છે અને તે રામાનંદ સ્વામીના શિષ્ય અમે છીએ, એવી રીતે ગુરુ પરંપરા જાણવી. અને અમે અમારા ધર્મકુળનું સ્થાપન કર્યું છે તેની રીત જાણવી.'

સામાન્ય રીતે અવિચ્છિન્ન ગુરુ પરંપરાથી જીવંત રહેલા તથા સમર્થ ગુરુઓના નેતૃત્વ અને પથદર્શનવાળા વિશિષ્ટ વિચારસરણી ધરાવતા સમુદાયને સંપ્રદાય તરીકે સંબોધવામાં આવે છે.

'અમરકોષ'માં 'સંપ્રદાયો ગુરુક્રમઃ' કહીને અતૂટ ગુરુપરંપરાથી જળવાયેલી કલ્યાણકારી જ્ઞાનધારાને સંપ્રદાય કહેવામાં આવ્યો છે.

શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયમાં આ તથ્ય અકબંધ જળવાયું છે. ભગવાન સ્વામિનારાયણે એકાંતિક ભાગવત

ધર્મની રક્ષા માટે પોતાનું ગુરુપદ ધર્મકુળમાં પ્રસ્થાપિત કરેલ છે જે 'આચાર્ય પંરપરા' તરીકે આજ સુધી સુપ્રસિદ્ધ છે. સાથોસાથ ભગવાન સ્વામિનારાયણના સમયથી ગુરુ પરંપરા પણ ચાલી આવે છે. મુક્તાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, આધારાનંદ સ્વામી, મહાનુભાવાનંદ સ્વામી, વૈષ્ણવાનંદ સ્વામી, અદ્‌ભૂતાનંદ સ્વામી વગેરે અનેક મહાન સંતોની પરંપરા આજે પણ પ્રસિદ્ધ છે.

સંપ્રદાયની આચાર્ય પરંપરા અને આ સંત સદ્‌ગુરુ પરંપરા પરસ્પર ગાઢ રીતે સંકળાયેલા છે. પવિત્ર નદીઓનો સંગમ રચાય એમ તમામ સંત પરંપરાઓ આચાર્ય પરંપરા સાથે સંગમ રચે છે અને આખરે સહજાનંદ સિંધુમાં મળે છે.

સંપ્રદાયની આગવી પ્રાચીન પરંપરા છે કે આચાર્ય શ્રી તેમજ આચાર્યશ્રીઓના લાલજીઓને સંપ્રદાયના કોઇ ને કોઇ મહાન સદ્‌ગુરુ સંત વર્તમાન ધરાવીને સત્સંગી બનાવે છે. આચાર્યશ્રીઓ પણ પોતાને કંઠી બાંધનાર સંતને વિશેષ આદર આપે છે.

સંપ્રદાયના આચાર્ય શ્રી સાધુઓને ભાગવતી દીક્ષા આપે છે. ભાગવતી દીક્ષા પામેલા સંત પોતાના ગુરુ પાસે આજીવન રહે છે, ભાગવત ધર્મની શિક્ષા મેળવે છે અને સાધના કરે છે.

સંપ્રદાયના  દેવ, મંદિર, આચાર્ય, સંત, શાસ્ત્ર અને સત્સંગી એ સત્સંગના છ અંગો છે.

ભગવાન સ્વામિનારાયણે આ સંતો માટે પંચ વર્તમાનની મર્યાદા, ગુણાતીત અવસ્થાની સિદ્ધિ, બ્રાહ્મી સ્થિતિનો સાક્ષાત્કાર અને સ્વામી સેવક ભાવે પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણની ઉપાસના અનિવાર્ય સાધના બનાવી છે.

આવી બ્રહ્મદશાવાળા સદ્‌ગુરુઓ મુમુક્ષુઓના આધ્યાત્મિક પથદર્શક બન્યા અને ઉપનિષદોમાં વર્ણવાયેલા 'ખાંડાની ધાર જેવા દુર્ગમ અને દુષ્કર અધ્યાત્મમાર્ગ' ને સર્વજન સુલભ અને સુગમ બનાવ્યો.

ટાઢ-તડકો, ભૂખ-તરસ, માન-અપમાન વેઠીને આ મહાન સંતોએ ભગવાન સ્વામિનારાયણ દ્વારા પ્રસ્થાપિત એકાંતિક ભાગવત ધર્મને મોટા મોટા શહેરોથી માંડીને નાનામાં નાના ગામડાં અને નેસડાંઓ સુધી પહોચાડ્યો છે અને હજારો જીવોને કલ્યાણને માર્ગે દોર્યા છે. સંત કબીર આ જ વાતને આ રીતે દોહરાવે છે.

**ગુરુ બિન કૌન બતાવે બાટ, બડા વિકટ યમ ઘાટ.**
**ભ્રાંતિ કી પહાડિયાં, નદીયાં બીચ મેં, મોહ ચોર સંગાથ.**

જીવ અસહાય છે, નિર્બળ છે... ભવસાગર પાર ઉતરવા.

આવા સમયે પ્રભુએ કરેલું અનુપમ સર્જન એટલે સદ્‌ગુરુ.

'શાબ્દે પરે ચ નિષ્ણાતમ્...' એવા બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય સદ્‌ગુરુનું અસાધારણ સામર્થ્ય સદ્‌ગુરુ બ્રહ્માનંદ સ્વામી આ રીતે વર્ણવે છે.

**માન મદ મારવેકિ કર્મનકું જારવેકિ,**
**અધમ ઉધારવેકિ ટેક જીને ઠાને હે,**
**ગહન ગાધ ગતિ પુરન પ્રતાપ અતિ,**
**મતિ બળ કાહુ સેં તિ જાત ન પિછાને હે,**
**શરણાગત બંધ છેદ જગકો કિયો નિષેદ,**
**વેદ રુ વેદાંત હું કે ભેદ સબ જાને હે,**
**કહત હે બ્રહ્માનંદ કાય મન બાની કરી,**
**એસે ગુરુરાજ હમેં ઈશ કરી માને હે.**

ગરવા ગુણાતીત સદ્‌ગુરુ પંરપરાની નિરાળી નિશ્રામાં સ્થાન પામવાથી ગુરુકુલ પરિવાર સૌભાગ્યનો અધિકારી બન્યો. આ સંત ગુરુ પરંપરામાં સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી, સદ્‌ગુરુ બાળમુકુંદદાસજી સ્વામી, સદ્‌ગુરુ ધર્મસ્વરૂપદાસજી સ્વામી, સદ્‌ગુરુ પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામી, શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી અનો

વર્તમાનકાળે સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી દ્વારા જીવંત રહી છે. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના ડાબા-જમણા હાથ સમાન સમર્થ સદ્‌ગુરુઓ પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી તથા અખંડ ભગવદ્ પરાયણ જોગી સ્વામી જેવા મહાન સંતોની કૃપા અને આશીર્વાદ શાસ્ત્રી શ્રી માધવપ્રયિદાસજી સ્વામી ઉપર અનરાધાર વરસેલા છે.

આવી ઉજવળ અને અનુપમ ગુરુ પરંપરાનું અસીમ ઋણની સ્મૃતિ કરી યથાશક્તિ ઋણ સ્વીકાર કરવાનો અમૂલ્ય અવસર સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી અને પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ આપણને બક્ષ્યો છે,

**'સદ્‌ગુરુ વંદના મહોત્સવ'ની ઉજવણીનો ઉદ્‌ઘોષ કરીને.**

આ મહાપુરુષોએ કયા રસ્તે કેવી રીતે ચાલીને પૂર્ણ અધ્યાત્મને આત્મસાત કર્યો? એ રહસ્યને પામવાની અણમોલ તક એટલે જ આ ઉત્સવ. સાચા ગુરુએ કંડારેલી કેડી શિષ્યની સાધનાને નવ્વાણું ડગલાં આગળ ધપાવી લે છે.

સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે ગુણાતીત સદ્‌ગુરુઓના શ્રેયસ્કર જીવન દર્શન અને સમાસકર ઉપદેશામૃતનું પાન કરીને સાચા અર્થમાં આ ઉજવણી કરવાનો શુભ સંકલ્પ ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી અને પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ કર્યો છે.

હવેથી દર મહિને **'સદ્‌ગુરુ વંદના મહોત્સવ'** ઉપક્રમે 'ગુરુકુલ દર્શન'માં ધારાવાહી લેખમાળા રૂપે આ ગુણાતીત ગુરુઓના દોહ્યલા જીવન કવનની ઝલક પ્રકાશિત કરતા આનંદ અનુભવીએ છીએ.

આ અંકમાં આપણા ગુરુ પરંપરાના આદિ ગુરુ સદ્‌ગુરુ શ્રી ગુણાતીતાનંદ સ્વામીના જીવનની સંક્ષિપ્ત ઝલક સાથે તેમની વિરલ પ્રતિભા સાગરમાંથી કેટલાક બુંદોનું આચમન કરીશું.

અંતમાં

**'સદ્‌ગુરુ વંદના મહોત્સવ'** ઉપક્રમે સૌ ગુણાતીત સત્પુરુષોના દૃષ્ટિ અને આશિષના ચિરાધિકારી બનીએ એવી શ્રીજી ચરણોમાં પ્રાર્થના.

## ગુરુ બિન જ્ઞાન નહીં

અધ્યાત્મ માર્ગ દુર્ગમ છે. એમાં ભોમિયો મળે તો જ પત્તો પડે એમ છે. તે માર્ગમાં અનિવાર્ય પણે ગુરુની જરૂરિયાતને ગુણાતીતાનંદ સ્વામી આ રીતે વર્ણવે છે:

**ગુરુ બીન જ્ઞાન નહીં, ગુરુ બીન ધ્યાન નહીં**
**ગુરુ બીના આત્મવિચાર ન લહત હે.**

પ્રભુ પ્રાપ્તિના માર્ગે ગુરુની આવશ્યક્તાના 'નકાર' સાથે સ્વપુરુષાર્થ અને સાધનોને જ અંતિમ માનનાર મૂર્ખ છે. તેવા લોકો અમાસની રાતે કાજળઘેરી કાળી કોટડીમાં આંધળા પાસે કાળી બિલાડી શોધાવે એવા ઘેલા છે.

શ્રીજી મહારાજે મોક્ષમાર્ગમાં સંત એટલે કે ગુરુની મહત્તા આ રીતે વર્ણવી છે.

"સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને માહાત્મ્યજ્ઞાન તેણે સહિત જે ભગવાનની ભક્તિ તેણે યુક્ત એવા જે ભગવાનના એકાંતિક સાધુ તેના પ્રસંગ થકી ભાગવત ધર્મનું પોષણ થાય છે અને વળી જીવને મોક્ષનું જે દ્વાર તે પણ એવા સાધુના પ્રસંગ થકી ઉઘાડું થાય છે."(વચનામૃતઃ ગ. પ્ર. - ૫૪)

સાથે સાથે એવા સાચા ગુરુના લક્ષણ શ્રીજી મહારાજ આ રીતે વર્ણવે છે:

ભગવાન બુદ્ધ માત્ર બે જ વાક્ય બોલ્યા,"અપ્પો દીપ ભવ. તું જ તારો દીવો બન. તારા દીવાના અજવાળે મારા બતાવેલા રસ્તે ચાલવા માંડ."

"ભગવાનની પેઠે સેવા કરવા યોગ્ય એવા જે સંત તે કેવા હોય? તો ઈન્દ્રિયો, અંતઃકરણ આદિક જે માયાના ગુણ તેની જે ક્રિયા તેને પોતે દાબીને વર્તે પણ એની ક્રિયાએ કરીને પોતે દબાય નહિ, ને ભગવાન સંબંધી ક્રિયાને જ કરે, ને પંચ વર્તમાનમાં દઢ રહેતા હોય, ને પોતાને બ્રહ્મરૂપ માને ને પુરુષોત્તમ ભગવાનની ઉપાસના કરે. એવા જે સંત તેને મનુષ્ય જેવા ન જાણવા ને દેવ જેવા પણ ન જાણવા, કેમ જે, એવી ક્રિયા દેવ-મનુષ્યને વિષે હોય નહિ. અને એવા સંત મનુષ્ય છે તો પણ ભગવાનની પેઠે સેવા કરવા યોગ્ય છે. (વચનામૃતઃ ગ. અં. ૨૬)

ગુરુમુખી ભકતને આ વાત મધ જેવી મીઠી લાગે એ સ્વાભાવિક છે. પરંતુ સાવધાન! ઉપર ઉપરથી મીઠી મધ લાગતી આ વાતને વાગોળતા પહેલા નીચેનો પ્રસંગ વાંચવો જરૂરી છે.

ભગવાન બુદ્ધ અંત અવસ્થાની અંતિમ ઘડીઓ ગણી રહ્યા હતા. બે-ચાર ઘડીમાં જીવનદીપ બુઝાવાની એંધાણીઓ વર્તાતી હતી. તેમના પ્રમુખ શિષ્ય આનંદ અત્યંત ચિંતિત હતા."બુદ્ધ ગમન પછી મારુ શુ થશે ? મારુ તો સર્વસ્વ લૂટાંઈ જશે." તેણે ભારે સ્વરે પૂછ્યુ, "પ્રભુ, હવે મારુ કોણ? મારુ કોણ ધ્યાન રાખશે?"

ભગવાન બુદ્ધ માત્ર બે જ વાક્ય બોલ્યા,"**અપ્પો દીપ ભવ. તું જ તારો દીવો બન. તારા દીવાના અજવાળે મારા બતાવેલા રસ્તે ચાલવા માંડ.**"

બુદ્ધ સારી પેઠે જાણતા જ હતા કે "આનંદના નિર્વાણમાં મોટો અવરોધ હોય તો તે છે, તેની ગુરુ એટલે કે મારા પ્રત્યેની આસક્તિ, જે તેને પરમ સત્યથી અળગી રાખે છે અને જેને તે '**ગુરુભક્તિ**' માની બેઠો છે. જો પરમ સત્યને પામવુ હશે તો તેણે મને પણ છોડવો પડશે."

બુદ્ધના નિર્વાણ બાદ આનંદને જયારે બુદ્ધની વાતનું રહસ્ય સમજાયું કે તરત તેઓ '**બોધિ**' એટલે કે પરમજ્ઞાનને પામ્યા, બુદ્ધત્વનો સાક્ષાત્કાર થયો.

બીજા શબ્દોમાં અધ્યાત્મ માર્ગનાં શ્રેષ્ઠ લક્ષ્યની પ્રાપ્તિમાં અન્ય ભયસ્થાન, અવરોધ કે આડખીલીરૂપ કોઈ બની શકે તો તે પણ "**ગુરુ**" જ છે.

જે મુમુક્ષુ ગુરુને જ સર્વસ્વ માની "ગુરુવર્તુળનો કેદી" બની જાય છે, તેની તો "**મોક્ષમારગે દીધી કમાડ, કડી જડી બારણે.**" જેવી દશા થાય છે.

ગુણાતીતાનંદ સ્વામી આ તથ્યને સારી પેઠે સમજતા હતા. એનું કારણ હતું.

ગુણાતીતાનંદ સ્વામીના સમયમાં "ગુરુને સવાયા ભગવાન" બનાવવાની ચેષ્ટા તેમના જ કેટલાક શિષ્યો કરી રહ્યા હતા. એમણે સ્વામીની પંચધાતુની મૂર્તિ બનાવીને "**પરિબ્રહ્મ**" એવું નામ આપેલું. સ્વામીને આ હકીકતની ખબર પડી. તેમણે આવા લોકોને પોતાથી દૂર કરી વિમુખ કર્યા અને આવા અવળ જ્ઞાનનો ધ્વંસ કર્યો.

ગુરુનો અસ્વીકાર કરનાર તો મૂર્ખ જ છે, પરંતુ ગુરુને સર્વસ્વ માની તેમાં જડાઈ જનાર મહામૂર્ખ છે.

હકીકતમાં સાચા ગુણાતીત ગુરુ પોતાના શિષ્યને ભગવાનમાં જ જોડે છે. પોતામાં ચોંટવા દેતા નથી.

ગુણાતીતાનંદ સ્વામી સ્વયં કહે

છે 'ભગવાનમાં જોડે તે સંત ને પોતામાં જોડે તે અસંત.'

સાવ સાદી ભાષામાં મોક્ષપંથમાં ગુરુના પ્રદાનને સમજાવવું હોય તો કહી શકાય કે **'ગુરુ એ સેતુ, સીડી, માર્ગ, જહાજ કે કડી છે.'**

મુક્તિ માર્ગના બે છેડા છેઃ એક છેડે મુમુક્ષુ, જીજ્ઞાસુ, ભક્ત છે. બીજા છેડેઃ પરમસત્ય, પરમાત્મા છે.

આ બંને અંતિમોને જોડતો સેતુ એટલે ગુરુ.

આ બે માળને જોડતી સીડી એટલે ગુરુ.

ભક્ત અને ભગવાન, પરસ્પર મિલનનો માર્ગ એટલે ગુરુ.

ભક્તને માયાના કિનારેથી પ્રભુના કિનારે લઈ જતું જહાજ એટલે ગુરુ.

ટૂંકમાં, ગુરુ કે સત્પુરુષ સાધન છે, સાધ્ય નહિ. ભગવાન સ્વામિનારાયણ કહે છે "સત્પુરુષને વિષે દૃઢ પ્રીતિ એ જ આત્મદર્શનનું સાધન છે અને સત્પુરુષનો મહિમાં જાણ્યાનું પણ એ જ સાધન છે અને પરમેશ્વરનું સાક્ષાત્ દર્શન થવાનું પણ એ જ સાધન છે."(વચનામૃત વર. ૧૧)

**"ગુરુ ગોવિંદ દોનો ખડે, કિસકો લાગુ પાય,**
**બલિહારી ગુરુદેવકી, ગોવિંદ દીયો બતાય."**

ગુરુની અપરંપાર ગરિમા ને સામર્થ્યને પ્રકાશિત કરતી આ સાખીને બહુધા ખોટી રીતે મૂલવાઈ છે.

કેટલાકને 'ગુરુ ભગવાન કરતા પણ સવાયા છે.' એવો ભાવ આમાં પ્રગટ થતો દેખાય છે. પરંતુ વાત તદન વિપરીત છે. આ સાખીનો મર્મ કાંઈક અનોખો જ છે.

અહીં ગુરુ પ્રત્યે કૃતજ્ઞતા છે અને ગોવિંદની પ્રાપ્તિની વાત છે. ગુરુકૃપાથી ગોવિંદ મળ્યા છે એટલે કૃતજ્ઞતા વ્યક્ત થવી સહજ છે. પણ અહીં ગોવિંદ મળ્યા પછી ગુરુમાં બંધાઈ રહેવાની વાત નથી. ગુરુને વંદન કરી ગોવિંદમાં જોડાઈ જવાની વાત છે.

આપણે ભાગ્યશાળી છીએ કે આપણને સાચી ગુણાતીત પરંપરા મળી છે. આપણને ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પુરાણી પ્રેમપ્રકાશદાસજી સ્વામી, જોગી સ્વામી જેવા ગોવિંદ સુધી પહોચાડનારા મહાન સદ્‌ગુરુઓની પ્રાપ્તિ થઈ છે. આપણા સદ્‌ગુરુઓએ આપણને બ્રહ્મરુપ થવાનો માર્ગ ચીંધી પરબ્રહ્મમાં જોડ્યા છે પણ પોતામાં ક્યારેય નથી જોડ્યા.

એમના જીવન ધર્મમય હતા. એમની પંચવર્તમાનની દ્રઢતા અજોડ હતી. એમના ત્યાગ વૈરાગ્ય આકાશને આંબે તેવા હતા. એમના જ્ઞાન સાગર સમા હતા. એમની મહાત્મ્યજ્ઞાને સહિત ભક્તિ પરાકાષ્ઠાએ હતી. તેઓ ક્યારેય ઇન્દ્રિયો અંતઃકરણથી દબાયા નથી. તેઓએ હંમેશા સેવક ભાવેજ શ્રીહરિની ઉપાસના કરી પરિણામે આપણા સદ્‌ગુરુઓના અંતરમાં ભગવાન સ્વામિનારાયણ અખંડ વિરાજતા હતા.

વચનામૃતમાં શ્રીહરિના વચનો પ્રમાણે એ મહાન સંતો ભગવાનની પેઠે જ સેવવા જેવા હોવા છતાં એમનું તાન સદૈવ આપણને શ્રીહરિમાં જ જોડવાનું હતુ, પોતામાં જોડવાનું નહી અને આનેજ સાચી ગુણાતીત રીત ગણાય.

# સદ્‌ગુરુ અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદસ્વામીનું જીવન કવન, ભાગ-૧

## આગમવાણી 'તારે ત્યાં મહાન પુત્ર થશે'

અઢારમી સદીમાં જેટલા મહાન પુરુષો દુનિયામાં વિવિધ સ્થળે પ્રગટ થયા છે, તેટલા બીજા સૈકામાં ભાગ્યે જ થયા હશે. મૂળ અક્ષરમૂર્તિ સદ્‌ગુરુ શ્રી ગુણાતીતાનંદ સ્વામી પણ આ જ સમયકાળમાં પ્રગટ થયા હતા.

સં. ૧૮૦૪ ની વાત છે. કાઠિયાવાડી હાલાર પ્રાંતમાં જામનગર તાબાનું લતીપુર નામે ગામ છે. મહાન સિદ્ધ સ્વામી આત્માનંદજીના કેટલાંક શિષ્યો અહીં રહેતા હતા. તેમાં ઔદિચ્ય જ્ઞાતિના વલ્લભજી નામે એક સંસ્કારી યજુર્વેદી બ્રાહ્મણ હતા. તેમને કાંઈ સંતાન ન હોવાથી આત્માનંદ સ્વામીએ એક વખત તેમને સોમનાથ મહાદેવનું પૂજન કરી શંકરની પ્રસન્નતા મેળવવા કહેલું. ગુરુવચનમાં વિશ્વાસ રાખી વલ્લભજીએ શ્રાવણ માસમાં શ્રી સોમનાથ મહાદેવનું પૂજન કર્યું. ગુરુની કૃપા અને ભોળાનાથની ભક્તિથી સંવત્ ૧૮૦૬માં તેમને ત્યાં એક પુત્રનો જન્મ થયો, જેનું નામ ભોળાનાથ પાડવામાં આવ્યું હતું

સંવત ૧૮૧૪માં ભોળાનાથને યજ્ઞોપવીત આપવાં પ્રસંગે સ્વામી આત્માનંદજી લતીપુર આવ્યા હતા.

ભોળાનાથે નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળી અધ્યયનમાં જીવન ગાળવા સ્વામી પાસે રજા માગી.

સ્વામી આત્માનંદજી દીર્ઘ દૃષ્ટિવાળા સંત હતા. તેથી સ્વામીએ ભોળાનાથને યોગ્ય ઉંમરે ગૃહસ્થાશ્રમ કરવાની આજ્ઞા કરી અને વર આપ્યો કે,**"તારે ત્યાં મહાન પુત્ર થશે. તારો પુત્ર પ્રગટ પુરુષોત્તમ ભગવાનનો આશ્રિત થઈ સદ્ધર્મ ફેલાવશે. "** આ સમયે ગુણાતીતાનંદ સ્વામીના નાના સુખદેવ દવે ત્યાં હાજર હતા. એમણે સ્વામીને પ્રાર્થના કરી કે, " સ્વામી! હું ઘરભંગ છું અને મારે એક ફક્ત પાંચ વરસની સાકર નામની પુત્રી છે તેને આશિષ આપો" એટલે તે પુત્રી તરફ જોઈને આત્માનંદ સ્વામી બોલ્યા કે, આ મહાન ભાગ્યશાળી બાઈથી ભોળાનાથને આપેલ વરની સફળતા થશે."

સ્વામી આત્માનંદજી અને તેમના શિષ્યો ઉપર લતીપુરમાં અજ્ઞાની માણસો દ્વેષ રાખતાં હતા.તેથી તેઓ લતીપુર છોડી ચાલી નીકળ્યા.

સ્વામી આત્માનંદજી ફરતાં ફરતાં સોરઠમાં મેખાટીંબી ગામે ગયા. જ્યારે વલ્લભજી હાલારમાં જ ભાદરા ગામે રહ્યા, સુખદેવ દવે કાલાવડ ગયા.

સ્વામી આત્માનંદજીએ આપેલા વર મુજબ તેમના આ બધા શિષ્યોના પુત્ર-પૌત્રાદિક પ્રગટ પુરુષોત્તમ શ્રી સહજાનંદ સ્વામીના આશ્રિત થયા.

સંવત્ ૧૮૨૨માં સુખદેવ દવેની પુત્રી સાકરબાઈ સાથે ભોળાનાથનાં લગ્ન કાલાવડમાં થયાં. આ સમયે પણ આત્માનંદ સ્વામી કાલાવડમાં હાજર હતા. લગ્નવિધિ સંપૂર્ણ થયા પછી જ્યારે તેઓ સ્વામીને પગે લાગવા આવ્યાં ત્યારે સ્વામીએ સાકરબાઈને આશીર્વાદ આપી કહ્યું કે, **" તારે બે પુત્રો થશે અને તેમને પ્રગટ ભગવાન મળશે, તેમાં મોટા પુત્ર તરીકે અક્ષરબ્રહ્મ પોતે જ અવતાર લેશે અને પ્રગટ પુરુષોત્તમ નારાયણ પણ તારે ઘેર આવશે અને તારા હાથથી થાળ જમશે ."**

આ સમયે આત્માનંદ સ્વામી કરતાં પણ વિશેષ સમર્થ એક બીજી વ્યક્તિએ સર્વનું ધ્યાન ખેંચ્યું હતું, જેનું નામ રામાનંદ સ્વામી હતું. તેઓ ઉદ્ધવજીનો અવતાર ગણાતા હતા. શ્રીરંગક્ષેત્રમાં શ્રી રામાનુજાચાર્યે દિવ્ય દેહે તેમને દીક્ષા આપી હતી.

ભોળાનાથને લગ્ન થયાં પછી ૧૫ વર્ષ સુધી સંતાન ન થવાથી સંવત્ ૧૮૩૭ના ચૈત્ર માસમાં ભાદરાના કેટલાક લોકો સાથે તેઓ પ્રભાસ શ્રાદ્ધ કરવા રવાના થયા. રસ્તામાં ચૈત્ર સુદી ૮ ને દિવસે મેખાટીંબીમાં તેઓ રાત રહ્યા.

બીજે દિવસે રામનવમી હોવાથી ભોળાનાથે આત્માનંદ સ્વામીના શિષ્યો સાથે આઠમની રાત્રિએ પ્રભુ-કીર્તન કર્યાં. પાછલી રાતે સાકરબાઇને સ્વપ્નમાં આત્માનંદ સ્વામીએ દર્શન દઇ કહ્યું કે, " આજે સરવાર દેશમાં અક્ષરપતિ પુરુષોત્તમ જન્મ ધારણ કરશે અને તેમને રહેવાનુ ધામ આજથી ચાર વરસે તમારે ત્યાં પુત્રરુપે જન્મ લેશે. એટલે તે સંબંધમાં પ્રયાસ કરવાની જરુર નથી."

સ્વામી આત્માનંદજીના વચન મુજબ સંવત્ ૧૮૪૧ના આસો સુદી ૧૫ શરદ પૂનમ, મંગળવાર, રાત્રિના ૧૧ ઘડી અને ચાળીસ પળ જતાં ભોળાનાથને ઘેર સાકરબાઇ થકી મૂળ અક્ષર ગુણાતીતાનંદ સ્વામીનો જન્મ થયો.

**સંવત્ ૧૮૪૧ના આસો સુદી ૧૫ શરદ પૂનમ, મંગળવાર, રાત્રિના ૧૧ ઘડી અને ચાળીસ પળ જતાં ભોળાનાથને ઘેર સાકરબાઇ થકી મૂળ અક્ષર ગુણાતીતાનંદ સ્વામીનો જન્મ થયો.**

સ્વામી રામાનંદ, જેમને આત્માનંદ સ્વામીએ પોતાને સ્થાને નીમ્યા હતા, તે આ વખતે શેખપાટથી ભાદરે આવ્યા હતા અને ભોળાનાથને ત્યાં પુત્ર જન્મ્યાના ખબર મળતાં તેમને બોલાવ્યા અને જન્મકુંડલી જોઇ પોતાની ખાસ ઇચ્છાથી તેનું 'મૂળજી ' નામ પાડ્યું અને કહ્યું કે, " આ પુત્ર તરફ સર્વ મનુષ્ય આકર્ષાશે, બૃહસ્પતિ જેવા તે વક્તા થશે અને બ્રહ્મવિદ્યાની પ્રવૃત્તિ કરશે. પુષ્કળ વૈભવ મળવા છતાં આ મહાયોગી વિરક્ત રહી ભગવાનને અખંડ રાખશે અને તેમના ઉપદેશ જિજ્ઞાસુઓને માર્ગદર્શક થઇ પડશે."

આ પુત્રનો જન્મ થયા પછી ભોળાનાથને ત્યાં સુખ-સંપત્તિ વધવા માંડી. ભોળાનાથના પુત્ર મુળજીની આકૃતિ ઘણી સૌમ્ય અને તેજસ્વી હતી. તેમના શરીરનો વર્ણ સહેજ શ્યામ, શરીર પુષ્ટ, છાતી પહોળી અને નેત્ર મોટાં હતાં.

મૂળજી ભક્ત ચાર વર્ષના થયા ત્યારે એક વખત તેમનાં માતુશ્રી પાસે દૂધ પીવા માગ્યું ત્યારે માતુશ્રીએ કહ્યું કે, "ઠાકોરજીને ધરીને આપું છું."

એટલે મૂળજી કહે, " અમે પીએ તે ભેળા ઠાકોરજી પણ પીએ છે, કારણ કે અમે તેમને અખંડ રાખ્યા છે, અમે ગર્ભમાં હતા ત્યારે ને ગર્ભમાં આવ્યા મોર ને અત્યારે પણ શ્રીહરિને હૃદયમાં અખંડ દેખીએ છીએ."

એક વખત મૂળજી ભક્તે તેમના માતુશ્રીને કહ્યું કે, "આજે જનોઇના ગીત ગાઓ."

માએ પૂછ્યુ કેમ? મૂળજી કહે આજે અયોધ્યામાં ધર્મદેવને ઘરે પ્રગટ ભગવાનને જનોઇ આપવાની માંગલિક ક્રિયા થાય છે, તેથી ગીત ગાવા કહીએ છીએ.

## કારણ મોટું કે કાર્ય

મૂળજીને નાનપણથી જ કથાવાર્તાના શ્રવણનો ભારે શોખ હતો. જ્યાં જ્યાં ભગવાનની કથાવાર્તાનો પ્રસંગ હોય ત્યાં મૂળજી અચૂક પહોંચી જતાં અને ભારે આદરથી કથાવાર્તાનું શ્રવણ કરતાં.

એક વાર ભાદરામાં કોઈ ભટ્ટજી ભાગવતની કથા કરવા આવેલા. ગામને ચોરે કથા થતી. ભાગવતજીની કથા

સાંભળવા ભાઈ-બહેનો સારી સંખ્યામાં ભેગાં થતાં.

ભટ્ટજીના મનમાં 'પોતે ખૂબ મોટા જ્ઞાની છે' એવી છાપ પાડવાનો આગ્રહ હતો. તેથી તેઓ કથામાં અવારનવાર કહેતા 'જે કોઈને કાંઈ પણ પ્રશ્ન પૂછવા હોય તો પૂછો.'

કાર્ય દેખાવે મોટું હોય છતાં પણ કારણની તોલે ન આવે. કારણ દેખાવે નાનું હોય પણ વડલાના નાનકડાં બીજમાંથી વીઘા એકનો વડલો થાય એ ઝીણા જણાતા કારણમાંથી વિશાળ કાર્ય થાય માટે કારણ મોટું અને કાર્ય નાનું.

ભટ્ટજી વારંવાર આવું કહે ત્યારે ગામલોકોએ કહ્યું, 'ભટ્ટબાપા! અમને ગામડીયાં લોકોને કાંઈ પરસન બરસન આવડે નહિ. તમતમારે કથા હાંક્યે રાખો અને અમે સાંભળ્યે રાખીએ. પરંતુ ભટ્ટજીએ પ્રશ્ન પૂછવાની વાત દોહરાવ્યે રાખી ત્યારે કોઈએ કહ્યું ભટ્ટજી! આ અમારા ગામના મૂળજી છે એ પણ ભારે જ્ઞાની છે. એ તમને પ્રશ્ન પૂછશે.

ગામના ભટ્ટજીએ મૂળજી સામે જોયું તો મૂળજી સાવ નાના છોકરાં જેવા લાગ્યા. ભટ્ટજીના મનમાં થયું 'આવો નાનો છોકરો પૂછી પૂછીને શું પૂછે ? છતાં પોતાનો વટ પાડવા એણે મૂળજીને કહ્યું 'બોલ છોકરા તારે શું પૂછવું છે ?'

મૂળજીએ સરળ ભાવે કહ્યું 'મહારાજ મારે કાંઈ પૂછવું નથી તમે કથા કર્યે રાખો.'

ભટ્ટજીએ કહ્યું 'નહિ છોકરાં. તું કાંઈક પૂછ. મૂળજીએ ફરીથી કહ્યું બાપા રે'વા દ્યો ને ! મારે કાંઈ પૂછવું નથી.'

છતાં પણ ભટ્ટજીએ પ્રશ્ન પૂછવાનો આગ્રહ ચાલુ રાખ્યો ત્યારે મૂળજીએ પૂછ્યું, 'ભટ્ટજી ! કારણ મોટું કે કાર્ય?'

આટલો નાનો છોકરો આવો આકરો પ્રશ્ન કરશે' એવું તો ભટ્ટજીએ સ્વપ્નેય ધાર્યું નો'તું. એણે ઉત્તર આપવામાં ગોટાળા કરવા માંડ્યાં. મૂળજીએ હરેક ઉત્તરમાં સામા પ્રશ્ન કરી ભટ્ટજીને ગૂંચવી માર્યા.

ગામના લોકોએ ગર્વ સાથે કહ્યું 'ભટ્ટ બાપા ! 'જોયો ને અમારો મૂળજી ?' તમે ક્યારના પરસન પરસન કરતા'તા, લ્યો હવે દ્યો ઉત્તર!

ભટ્ટજી મૂંઝાયા, સરખો ઉત્તર આપી શક્યા નહિ. ભટ્ટજીની બુદ્ધિનો ડોડ ભાંગી ગયો.

ભટ્ટજી ભોંઠા પડયા એમનું અભિમાન ઓગળી ગયું આખરે એમણે મૂળજીને કહ્યું 'મૂળજી ! હવે આનો ઉત્તર તમે જ કરો તો થાય!

મૂળજી કહે 'ભટ્ટજી ! કાર્ય દેખાવે મોટું હોય છતાં પણ કારણની તોલે ન આવે. કારણ દેખાવે નાનું હોય પણ વડલાના નાનકડાં બીજમાંથી વીઘા એકનો વડલો થાય એ ઝીણા જણાતા કારણમાંથી વિશાળ કાર્ય થાય માટે કારણ મોટું અને કાર્ય નાનું.

ભટ્ટજી મૂળજીનો ઉત્તર સાંભળી અત્યંત રાજી થયા અને હાથ જોડી કહ્યું - **"મૂળજી તમે ખરેખર મહાન છો."**

મૂળજીએ નિર્માનીભાવે કહ્યું, 'ના ના ભટ્ટજી એવું નથી. તમે તો અમારા કરતાં ઉંમર અને બધી રીતે મોટા છો. આ તો પ્રશ્ન ઉત્તરની વાત નીકળી અને આપે ભારે આગ્રહ કર્યો એટલે અમારાથી ન રહેવાયું. આપ રાજી રહો અને કથા ચાલુ રાખો.'

## મારે સાધુ થવું છે

એક વાર મૂળજી પોતાના નાનાભાઇ સુંદરજીને હિંચકાવતા બોલ્યા કે, " મા ! મારે સાધુ થવું છે ને આ સુંદરજી પણ સાધુ થશે."

માતાના મનમાં થયું, "આ છોકરાને કોઇકની નજર પડી હશે, નહિતર બાળપણામાં આમ શીદ બોલે?"

મૂળજી ભક્ત જુદા જુદા ધર્મપંથોનું નિરીક્ષણ કરી દરેકનો સાર સમજવાની વૃત્તિ ધરાવતા હતા. તેમને બધે જ કંઇક શિથિલતા જોવામાં આવી હતી. છેવટે શેખપાટમાં જ્યારે રામાનંદ સ્વામીનો તેમને સમાગમ થયો ત્યારે બહુ જ સંતોષ પામ્યા. શેખપાટમાં રહેતા સુથાર લાલજી ભક્ત સાથે તેમને એટલું હેત હતું કે બન્ને હંમેશા રાત્રે કામધંધાથી પરવારી, બન્ને ગામની વચ્ચે મહાદેવની દેરીએ ભેગા થતા ને મોડી રાત સુધી સત્સંગ વાતો કરતા.

**સંવત્ ૧૮૫૬માં શ્રીજીમહારાજ લોજ પધાર્યા** પછી રામાનંદ સ્વામીએ લાલજી ભક્ત અને મૂળજી ભક્ત એ બન્નેને પીપલાણે દીક્ષા ઉત્સવ વખતે શ્રીજીમહારાજના દર્શન કરવા બોલાવ્યા તેઓ ત્યાં ગયા અને નરસી મહેતાને ઘરે ઊતર્યા. પછી બન્ને શ્રીજીમહારાજના દર્શને ગયા ત્યારે મૂર્તિ જોતાં જ તેમનો પૂર્વનો સ્નેહ ઊભરાઇ આવ્યો.

તે વખતે રામાનંદ સ્વામી બોલ્યા કે, " અમે જે કહેતા હતા તે ખરા વેશ ભજવનારા આ તપસ્વી

આવ્યા છે, માટે હવેથી સહુ તેમના શિષ્ય થઇ, તેમની ભક્તિ કરજો."

ત્યારે શ્રીજીમહારાજે રામાનંદ સ્વામીને કહ્યું જે, " તે તો અમારા જ છે. આ લાલજી ભક્ત ઘણા વૈરાગ્યવાન છે, તે અમારાં ચરિત્ર વિસ્તારપૂર્વક ગાશે આ મૂળજી ભક્ત કે જેણે અમને અખંડ રાખ્યા છે તે અમારો મહિમા વિસ્તારશે." ત્યારે રામાનંદ સ્વામી બોલ્યા કે **"મહારાજ! ખરું કહો છો, મૂળજી બહુ પ્રતાપી પુરુષ છે."**

## તેજીને ટકોર બસ

ગુણાતીતાનંદ સ્વામી અક્ષરમૂર્તિ સંત હતા. પૂર્ણ હતા, છતાં મનુષ્યરુપે પ્રભુ સન્મુખ થવા શરીર, મન કે વાણીની કેવી પાત્રતા કેળવવી પડે તે તેમણે મૂર્તિમાન દર્શાવ્યું.

એ દિવસ હતો સં. ૧૮૬૬નો, કાર્તિક પૂર્ણિમાનો. મૂળજી ભક્ત ભાદરા ગામમાં પોતાના ખેતરમાં શેરડીના વાઢમાં પાણી વાળતા હતા. ઉંમર હતી ૨૫ વર્ષ.

તે જ સમયે પીળાં પિતાંબર અને દક્ષિણી પાઘ સાથે શ્રીજી મહારાજે દર્શન દીધા. મૂળજીભક્ત પાસે આવ્યા ને બોલ્યા, "આપણે શું કરવા આવ્યા છીએ ને શુ

થાય છે ? બ્રહ્મતેજ તો સાવ સુકાઈ ગયું છે માટે ચાલી નિકળો, મુદત પુરી થઈ છે".

મહારાજના વચને આ અનાદિ સિદ્ધ જાગી ગયા.

સ્વાતિ નક્ષત્રમાં કાલુ માછલી વરસાદના બુંદને ઝીલવા જેવો કુદકો મારે, તેનાથી અનેકગણી તત્પરતા મૂળજીભક્તે સંસારને છોડવામાં દર્શાવી. પાવડો અને કોદાળી એક બાજુ ફેંકી દીધા અને ખેતરથી સીધા શ્રીહરિને મળવા ચાલી નીકળ્યા.

ઘરનો ઉંબરો આમ તો ચાર આંગળ જ ઉંચો હોય પણ તેને ઓળંગવાનું આવે ત્યારે કરોડ જોજન ઉંચો થઈ જતો હોય છે.

તથાગત બુદ્ધને ગૃહત્યાગ કરતા પહેલા વારંવાર પાછા વળીને રાહુલ-યશોધરાનું મુખ જોઈ આવવાનું મન તો થયું જ ને ગયા પણ ખરા.

મૂળજી ભક્તનું આ મહાપ્રસ્થાન અંતરમા પ્રજ્વલિત વૈરાગ્ય અને પ્રભુઆજ્ઞાનું યથાર્થ મૂલ્યનું દ્યોતક હતું.

અહીં પાછા ફરી ફરીને સામે જોવાની વાત નહોતી. સાપ જેમ કાચળી ઉતારે એમ મુળજીએ શ્રીહરિના વચને સંસારની કાંચળી ઉતારી નાખી.

**'તેજીને ટકોર બસ'** એ ન્યાયે મુળજી સર્વસ્વ છોડીને ચાલી નીકળ્યા.

## ઘરબાર બાળીને આવ્યા છો?

'તેજીને ટકોર' બસ એ ન્યાયે મૂળજી મહારાજના વચને ચાલી નીકળ્યા.

શ્રીહરિ એ સમયે પંચાળામા બિરાજતા હતા. મૂળજી પંચાળા પહોંચ્યા. મહારાજને મળ્યા અને બે હાથ જોડીને વિનંતી કરી. મહારાજ ! 'મને સાધુ કરો'.

શ્રીહરિએ કોઈ ન સમજી શકે એવી અકળ કસોટી આદરી અને કહ્યું 'મૂળજી ! સાધુ તો કરીએ, પણ ઘરબાર બાળીને આવ્યા છો કે એમનેમ આવ્યા છો ?'

સરળ પ્રકૃતિવાળા મૂળજીએ ઉત્તર દીધો મહારાજ ! ઘરબાર તો હજી એમનેએમજ છે.

મહારાજે આજ્ઞા કરી, 'પાછા જાવ અને ઘરના સભ્યો ઘરમાં સૂતા હોય એવા સમયે ઘરની ચારે તરફ બોરડી બાવળના ગળાયા નાંખી એમાં અગ્નિ મેલો અને સૌને સળગાવીને પાછા આવો.'

મહારાજની વાત સાંભળીને સભામાં બેઠેલા ઘણા સંતોને મનમાં થયું મહારાજ નમેરા થયાં છે કે શું ? પરંતુ મૂળજીની વાત નોખી હતી. એ તો તરત ઊભા થયા અને પળનાય વિલંબ વિના પવનવેગે ઊડતા હોય તેમ ચાલવા લાગ્યા. બ્રહ્માનંદ સ્વામીએ કહ્યું છે,

**'પેટ કટારી રે પહેરીને સન્મુખ ચાલ્યા,**
**પાછા ન વળે રે કોઈના તે નવ રહે ઝાલ્યા.'**

મુક્તાનંદ સ્વામી આ આખો સંવાદ સાંભળી રહ્યા હતા. જેવું મૂળજીએ પંચાળાથી ભાદરા તરફ પ્રયાણ આદર્યું કે સ્વામીના અંતરમાં ફાળ પડી. એમણે મહારાજને હાથ જોડીને કહ્યું 'મહારાજ ! મૂળજીને પાછા વાળો, નહિતર એ તો સાચોસાચ સૌને બાળીને આવશે.'

મહારાજ હસ્યા અને બોલ્યા 'હા સ્વામી! એ તો એવા જ છે. કોઈને એની પાછળ દોડાવો અને પાછા બોલાવી લાવો. મહારાજની આજ્ઞાથી એક પાર્ષદ દોડતા ગયાં અને મૂળજીને પાછા વાળી આવ્યા.

મૂળજી મહારાજને દંડવત્ કરવા લાગ્યા. મહારાજ મંદમંદ હસીને બોલ્યા, 'મૂળજી અમારે તો અંતરમાં રહેલા ઘરબાર સળગાવવા હતાં, બહારના નહિ.' મૂળજી બોલ્યા

મહારાજ આપની કૃપાથી અંતરમાંથી તો બધું ક્યારનું સળગી ગયુંછે, અંતરમાં આપ સિવાય બીજુ કાંઈ છે જ નહિ.

મૂળજીની વાત સાંભળી મહારાજ એકદમ ઊભા થયાં અને મૂળજીને બાથમાં ઘાલીને મળ્યા અને બોલ્યા, 'હા મૂળજી! એમજ છે. અમે તો તમારામાં અખંડ રહ્યા છીએ.'

સંવત્ ૧૮૬૬માં શ્રીહરિએ ડભાણમાં યજ્ઞ કર્યો અને એ પ્રસંગે શ્રીહરિએ મૂળજીને મહાદીક્ષા આપી અને નિર્ગુણાનંદ સ્વામી નામ પાડ્યું. એમની ત્રિગુણાતીત અખંડ બ્રાહ્મી સ્થિતિને લીધે આખરે એ ગુણાતીતાનંદ સ્વામી તરીકે પ્રસિદ્ધ થયા.

## મહારાજની આજ્ઞા તો સર્વ માટે છે

ડભાણમાં દીક્ષા આપ્યા પછી સ્વામીને સદ્.મુક્તાનંદસ્વામીના મંડળમાં મૂક્યાં. વિચરણ કરતાં કરતાં આ મંડળ જેતલપુર આવ્યું. અહીં દેવ સરોવરને કિનારે આવેલ મહોલના ધાબા પર સંતો રાત્રે શયન કરતાં.

રાત્રે સંધ્યા આરતી કથાવાર્તા અને સ્વભાવચેષ્ટા પૂર્ણ થયા બાદ મુક્તાનંદસ્વામીએ કશું જ પાથર્યા વગર મહોલના ધાબા ઉપર "ભૂમિ- આસન" જમીન પર જ લંબાવ્યું. અન્ય સંતો પણ પાથર્યા વિના જ શ્રીહરિને સંભારતા સૂઇ ગયા.

થોડી વારમાં ધ્યાનાદિકથી પરવારી ગુણાતીતાનંદસ્વામી સૂવા આવ્યા. તેમણે પણ એવી જ રીતે સૂવાની તૈયારી કરી, પણ કાંકરાવાળી પૃથ્વીમાં ઊંઘ આવી નહિ એટલે બેઠા બેઠા મહારાજને સંભારવા લાગ્યા.

એટલામાં સદ્.મુક્તાનંદસ્વામીની ઊંઘ ઉડીગઇ. એમણે જોયું તો નિર્ગુણાનંદ જાગતા હતાં. સ્વામીને પાસે આવી વાંસામાં હાથ ફેરવી પૂછ્યું 'કેમ સાધુરામ! ઊંઘ નથી આવતી ?' સ્વામીએ સહેજ સંકોચ સાથે કહ્યું 'ના સ્વામી!'

આ નવા અને નાના સાધુ હજુ પાકતું ફળ છે, એવા વિચાર સાથે મા જેવા હૃદયવાળા મુક્તાનંદસ્વામી નાના સાધુની મુશ્કેલી પારખી ગયા અને કરુણાભીના થઇ બોલ્યા, "સ્વામી, કંઇક પાથરો . કાંકરાવાળી ભોં છે. એટલે ઊંઘ ન આવે "

સ્વામીએ સામો પ્રશ્ન કર્યો 'તો આપે કેમ કંઇ પાથર્યું નથી ?'

"મારે તો મહારાજની આજ્ઞા નથી, પણ તમે હજી નવા છો. એટલે કંઇક પાથરો તો સારું."

તરત સ્વામીએ કહ્યું, "મહારાજની આજ્ઞા તો બધા માટે છે ને ? હું પણ કલ્યાણનો ખપ રાખીને જ આવ્યો છું. માટે મને પણ આ આજ્ઞા પાળવાની અનુમતિ આપો." આટલું બોલતાં બોલતાં સ્વામીથી રડી પડાયું.

મુક્તાનંદસ્વામી આ વચન સાંભળી અવાક્ બની ગયા ને મનોમન વિચારવા લાગ્યા કે 'નાના સાધુ છે પણ આગળ મોટું નામ કાઢશે.'

ક્યારેક આ પ્રસંગને સંભારી સ્વામી કહેતા 'પછીતો શરીરને એવું કેળવ્યું કે પગમાં શૂળ વાગે તો શૂળ ભાંગી જાય પણ પગને કાંઇ ન થાય.'

# સંયમનુ મૂર્તિમંત સ્વરૂપ

ભગવાન સ્વામિનારાયણે ગ. પ. પ્ર ૧૮માં વચનામુતમાં કહ્યું છે કે **'મુમુક્ષુને મોક્ષ માર્ગેથી પાડવામાં અંતઃકરણ કરતાય ઈન્દ્રીયોનો જાજો વાંક છે.** માટે મુમુક્ષુઓએ જ્ઞાનેન્દ્રિયોનો આહાર શુદ્ધ રાખવો. જ્ઞાનેન્દ્રિયોનો આહાર શુદ્ધ થાય તો અંતઃકરણ પણ શુદ્ધ થાય છે.'

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી શ્રીહરિની સાથે જ અક્ષરધામમાંથી આ ધરતી ઉપર અવતર્યા હતા છતા પણ મુમુક્ષુની ચિંતા માટે એમનો ઈન્દ્રિયો અને અંતઃકરણ ઉપર સંયમ જબરો હતો.

ભગવાન શ્રીહરિએ ગુણાતીતાનંદ સ્વામીને ડભાણમાં દીક્ષા આપી અને મુક્તાનંદસ્વામીના મંડળમાં રહેવાની આજ્ઞા કરી.

સ્વામીનું મંડળ સુરત આવ્યું. અહિં હરિભક્તોએ સંતોના ઉતારા માટે એક મકાન રાખ્યું હતું. સંતો રોજ જોળી લઈને ભીક્ષા માંગવા જતા.

મુક્તાનંદસ્વામીએ સંતોના સંયમની રક્ષા માટે એક નિયમ કર્યો હતો. બે સાધુએ ભીક્ષા માંગવા જવું. જોળીના આગલા બે છેડા આગલા સાધુ પકડે અને પાછલા બે છેડા પાછલા સાધુ પકડે. કોઈ સ્ત્રી જોળીમાં ભીક્ષા નાખવા આવે ત્યારે તેની સામે જોવાય જવાય તો સાધુએ ઉપવાસ કરવો અને બીજા દિવસે તેણે જોળી માંગવા જવું નહીં.

ઈન્દ્રિયોના વેગ બળવાન હોય છે, તે મુમુક્ષુને વિષયો તરફ ખેંચી જાય છે. મુક્તાનંદ સ્વામીએ કિર્તનમાં લખ્યું છે, **'મોહનું સૈન્ય મહા વિકટ, લડવા તણો નવ લાગ લાગે...'**

ગીતામાં પણ કહ્યું છે, **'મનઃ ષષ્ઠાનિન્દ્રિયાણિ પ્રકૃતિસ્થાનિ કર્ષતિ.'**

વિના પ્રયોજને ચાળા ચૂંથવાનો ઈન્દ્રિયો અતઃકરણનો સ્વભાવ છે.

સંતો જોળી માંગવા જતા પણ નિયમભંગ થવાથી ઉપવાસ પડતા. આ સંતો સાધારણ ન હતા. એમનું મન વિષયોમાં નહોતુ છતા પણ સહજ સ્વભાવે નેત્રેન્દ્રિયનો નિયમ ખંડીત થતો. સાધુઓ પણ નિર્મળ, નિખાલસ અને જાણપણા રુપી દરવાજે ઉભા રહેનારા હતા. તેઓ પ્રામાણીક પણે મુક્તાનંદ સ્વામીની આગળ નિષ્કપટ ભાવે થયેલી ભુલનો એકરાર કરતા અને ઉપવાસ કરી પ્રાયશ્ચિત કરતા. વારંવાર ઉભી થતી મુશ્કેલીમાંથી મુક્તાનંદસ્વામીએ માર્ગ કાઢ્યો.

સ્વામી ગુણાતીતાનંદસ્વામીના સંયમથી અને ઈન્દ્રિય નિગ્રહથી પરિચીત હતા. એમણે ગુણાતીતાનંદસ્વામીને આજ્ઞા કરી કે ' તમારે રોજ જોળી માંગવા જવું, તમારી જોડ બદલાતી રહેશે પણ તમારે જેમનાતેમ રહેવાનું છે.'

મુક્તાનંદસ્વામીની આજ્ઞાથી ગુણાતીતાનંદસ્વામીએ બે મહીના સુધી એકધારી જોળી માંગી પણ સ્વામીની દ્રષ્ટિ સહજ રીતે નિયમની વાડમાંજ રહીં.

શાસ્ત્રોમાં કથા છે. શુકદેવજી મહારાજ જ્યારે જનક મહારાજ પાસે આત્મજ્ઞાન શીખવા આવ્યા ત્યારે જનક મહારાજે તેમને હાથમાં તેલથી છલોછલ ભરેલો કટોરો આપીને કહ્યું કે, 'આ કટોરા સાથે તમે નગર યાત્રા કરીને પાછા આવો ત્યાં સુધીમાં આમાંથી એક ટીંપુય તેલ જો નીચે પડશે તો તમારા શીરનો છેદ કરવામાં આવશે.'

શુકદેવજી મહારાજ જેવા સહજ સિદ્ધને આ નગર યાત્રા ભારે વસમી પડી હતી. જ્યારે ગુણાતીતાનંદ સ્વામીએ સહજ ભાવે બે મહિના સુધી સુરતની નગરયાત્રા અતિ સરળ અને સહજ ભાવે કરી. નિત્ય બ્રાહ્મિ સ્થિતિમાં રમતા સ્વામીને માટે આ વાત સહજ હતી.

## તમે બધાની લાજ રાખી

સુરતમાં સંતો જે સ્થળે ઉતર્યા હતા તેની બાજુમાંજ એક ગૃહસ્થનું મકાન હતુ. એ ગૃહસ્થએ એક નીલ વાંદરુ પાળ્યું હતુ. વાંદરાની જાત ભારે ચંચળ હોય છે. તેમાં પણ ચંચળતામાં નીલ વાંદરુ નંબર વન છે. આ નીલ વાંદરુ આખો દિવસ કુદાકુદ કર્યા જ કરતું.

એક દિવસ મુક્તાનંદસ્વામીએ સંતોને સભામાં વાત કરી, 'સંતો! આપણા આંખ, મન ,નાક કેટલા ચંચળ છે. આપણને સમજણ ન પડે તેમ છેતરી જાય છે. આપણી સામેના મકાનમાં એક નીલ વાંદરુ બાંધ્યું છે. તેના ઉપર આજ સુધીમાં જેની એક વાર પણ દ્રષ્ટિ ન ગઇ હોય તે ઉભા થાવ.'

સ્વામીની વાત સાંભળીને સભા સ્તબ્ધ થઇ ગઇ. કારણ કે નીલ વાંદરાની ચંચળતા તરફ ક્યારેકને ક્યારેક તો દરેકની આંખ આકર્ષાણી હતી.

આમેય કોણ જાણે કેમ માણસને વાંદરા જોવાનું મન વિશેષ પણે થતું હોય છે. વાંદરાને અને માણસને ડાર્વિન કહે છે તેમ જુગ જુનો નાતો છે.

મુક્તાનંદસ્વામીની વાત સાંભળી સભામાંથી કોઇ ઉભુ ન થયું પરંતુ સૌથી છેલ્લે બેઠેલા ગુણાતીતાનંદ સ્વામી હાથમાં માળા સાથે ઉભા થયા અને બોલ્યા 'મે નીલ વાંદરુ જોયુ નથી.'

ગુણાતીતાનંદસ્વામીની વાત સાંભળી મુક્તાનંદસ્વામી ગદ્ગદ્ થઇ ગયા અને બોલ્યા 'નિર્ગુણાનંદ તમને ધન્ય છે, તમે સર્વ સાધુઓની લાજ રાખી. તમે તો મારા કરતા પણ આગળ નીકળ્યા કારણ કે મારી દ્રષ્ટિ પણ એકવાર નીલ વાંદરા ઉપર ગઇ હતી.' સમર્થ સંત મુક્તાનંદસ્વામી નિખાલસ ભાવે વાત કરી રહ્યા હતા. સ્વામીએ સભામાં કહ્યું, 'સંતો! આપણા ઈન્દ્રિયો અને અતઃકરણ આ નીલ વાંદરા જેવા ચંચળ છે. સાધુઓએ આ નીલ વાંદરા જેવા મનને વશ કરવું જોઇએ. એ જ તો સાધુની સાધના છે. નિર્ગુણાનંદે આ વાત સિદ્ધ કરી લીધી છે. એમને ધન્ય છે.'

## એના જામીન તો અમે છીએ

વરતાલમાં એક દિવસ મહારાજે બધા સંતોને પોતાના ઉતારે બોલાવ્યા અને કહ્યું, 'તમો સૌને અમે પંચવર્તમાન આપ્યા છે. તેનું પાલન અનિવાર્ય છે. તેમા ફેર પડે તેની જાગૃતિ રહે તે માટે અંદરો અંદર એકબીજાના જામીન આપો અને અમારી આગળ એને જાહેર કરો.'

શ્રીહરિની આજ્ઞાથી જે સંતને જેની સાથે હેત હતું એને પોતપોતાના જામીન ઘોષિત કર્યા. આ રીતે મોટાભાગના સૌ સંતો એકબીજાના જામીન થઇ ગયા. એક પણ સાધુ વધ્યા નહીં.

એટલામાં ગુણાતીતાનંદસ્વામી સભામાં પધાર્યા ને મહારાજના દર્શન કરી પાછળ બેસી ગયા.

સ્વામીને આવેલા જોઇને બ્રહ્માનંદસ્વામી એકદમ બોલી ઉઠ્યા, 'મહારાજ! આ ગુણાતીતાનંદસ્વામી મોડા પડ્યા. હવે એમના જામીન કોણ થશે? સૌ સંતો એકબીજાના જામીન થઇ ચૂક્યા, કોઇ બાકી રહ્યું નથી.'

એજ ક્ષણે મહારાજ બોલી ઉઠ્યા "કવિરાજ! નિર્ગુણાનંદની ચિંતા કરતા નહી, એમના તો અમે નિરંતરના જામીન છીએ."

ગમે તેવા વિપરીત દેશકાળમાં, ત્રણેય અવસ્થામાં મન-કર્મ-વચનથી

આ સંત પંચવર્થમાનમાં અડીખમ રહેશે એવો પૂર્ણ વિશ્વાસનો રણકાર શ્રીહરિના આ વાક્યમાં હતો.

શ્રીહરિએ વચનામૃતમાં લખ્યા છે એ તમામ લક્ષણોથી યુક્ત હોવાથી ગુણાતીતાનંદસ્વામી ભગવાનની પેઠે સેવા કરવા યોગ્ય સંત હતા. એટલું જ નહીં સ્વામી શ્રીહરિની આજ્ઞા અને ઉપાસનાના અણીશુદ્ધ પાલનથી ભારે પ્રતાપી પણ હતા.

જીવનું અંતર ગમે તેટલા સારા નરસા ઘાટથી ઘેરાયેલું હોય પણ સ્વામી જો એની સામે કરૂણા દ્રષ્ટિ કરે તો એ જીવના ઘાટ માત્ર ટળી જતા. અરે વિચારવાયુથી દુઃખીયારા જીવનું કાંડુ પકડીને સ્વામી કહે કે ખબડદાર જો સંકલ્પ કર્યા છે તો, અને એજ ક્ષણે પ્રબળ વેગવાન પવનને લીધે આકાશના વાદળા વિખરાય જાય અને આકાશ નિર્મળ બની જાય એમ જીવના અંતરના વિચાર વલોણા સમી જવાના અનેક દાખલા છે.

## ધન્ય ધન્ય એ સંત સુજાણને

ભગવાન સ્વામિનારાયણે મધ્ય પ્રકરણના ૧૪માં વચનામૃતમાં ભગવાનની સાથે તદાત્મકપણું પામેલાં પરમ એકાંતિક સંતની વાત કરી છે.

ભગવાન શ્રીહરિ કહે છે અમે ગઈ કાલે ગઢડા મધ્યનાં ૧૩માં વચનામૃતમાં જે વાત કરી છે એ રીતે જેનાં અંતરમાં ભગવાનનો અતિશય દઢ નિર્વિકલ્પ નિશ્ચય થાય તેને ભગવાન સંગાથે તદાત્મક પણું થાય છે.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી આવા જ અદ્‌ભુત તદાત્મકપણાનું જીવંત ઉદાહરણ હતા.

એમનું જ્ઞાન એટલે વેદ અને ઉપનિષદ્‌નો સાર. એમનું જ્ઞાન એટલે સાંખ્ય અને યોગનો અનોખો સંગમ. એમના જ્ઞાનનો મર્મ એટલે **બ્રહ્મરૂપ થઈ પરબ્રહ્મને ભજવા.**

**"નિજાત્માનં બ્રહ્મરૂપં દેહત્રય વિલક્ષણં ।**
**વિભાવ્ય તેન કર્તવ્યા ભક્તિઃ કૃષ્ણસ્ય સર્વદા ॥"**

સ્વામી શિક્ષાપત્રીનો આ શ્લોક પોતાની વાતોમાં વારંવાર ટાંકતા.

પ્રગટ પુરુષોત્તમનારાયણ શ્રીહરિનો સર્વોપરી મહિમા સમજાવી જીવને શ્રીહરિની મૂર્તિમાં જોડવાં એ જ એક માત્ર સ્વામીની કથાવાર્તાનું તાન રહેતું.

ગુણાતીતાનંદ સ્વામીને ભગવાન શ્રીહરિમાં માહાત્મ્ય જ્ઞાને સહિત અસાધારણ હેત હતું. સ્વામીને ત્રણેય અવસ્થામાં શ્રીહરિની મૂર્તિનો અખંડ સાક્ષાત્કાર હતો.

એક દિવસ કોઈએ પૂછ્યું કે 'સ્વામી! તમે દેહ કે મંદિરની ક્રિયા કરો ત્યારે મૂર્તિ ભૂલી ન જાઓ?'

સ્વામી હસીને બોલ્યાં 'માળા! તું ક્યારેય તારા દેહને ભૂલે છે ? તું તારાં દેહને ભૂલતો નથી,એમ અમે મહારાજને ભૂલતા નથી.'

એક વખત શ્રીહરિ દંઢાવ્ય દેશમાં ફરી રહ્યાં હતાં. કોઈ ગામમાં મહારાજ રાત રોકાયેલાં. સવારમાં વહેલાં ઊઠી મહારાજને નીકળવાનું હતું પરંતુ હરિભક્તોએ ખૂબ જ આગ્રહ કર્યો, 'મહારાજ! બપોરે થાળ રસોઈ કરાવો, સર્વેને જમાડો અને પછી નીકળો.'

ભક્તોની ભાવભરી વિનંતી

સાંભળી શ્રીહરિ બોલ્યાં 'ભક્તો અમારે જવાની ઉતાવળ છે. રસોઈ માટે રોકાવાય એમ નથી પરંતુ તમે એમ કરો, તાબડતોડ પાકના લાડુ બનાવો. અમે સંઘનાં સર્વ સંતો ભક્તોને ટીમણ માટે એ લાડુ આપીશું અને રસ્તામાં જ્યાં અનુકૂળતા હશે ત્યાં ટીમણ કરીશું.'

ભક્તોએ અત્યંત ભાવથી શેર-શેરનાં પાકનાં લાડુ કરાવ્યા.

તોપનાં ગોળા જેવા એ લાડુઓમાંથી શ્રીહરિએ સર્વને પોતાના હાથે બબે લાડુ આપ્યા. મહારાજનાં હાથની આ મહાપ્રસાદીનાં લાડુ સંતોએ પોતપોતાની ઝોળીમાં મૂક્યા.

મહારાજ માણકીએ બિરાજમાન થઈ ગામમાંથી વિદાઈ લઈ રહ્યા હતા. સંતો ભક્તો કીર્તન કરતા હતા.

ગામનાં ઝાંપા સુધી ભક્તજનો મહારાજને વળાવવા આવ્યા.

આ સમયે ચકોર જેમ ચંદ્રનો જોઈ રહે તોમ ગુણાતીતાનંદ સ્વામી તો મહારાજની મૂર્તિને નીરખતાં નીરખતાં સાથે ને સાથે ચાલી રહ્યાં હતાં.

ગામનું પાદર આવતાં સ્વામીનાં મનમાં થયું કે 'હમણાં મહારાજ માણકીને ભગાવશે અને મને દર્શનનો આવો અવસર કાયમ નહીં રહે.' સ્વામીને મનમાં સુંદર વિચાર સ્ફુર્યો.

સ્વામીએ એક સાધુને કહ્યું 'તમે મારી હારોહાર જોડમાં ચાલશો તો આ મારા ભાગનાં લાડું છે એ હું તમને આપી દઈશ.' પેલાં સાધુ તો રાજી રાજી થઈ જોડમાં ચાલવા તૈયાર થઈ ગયા.

મહારાજે ગામનાં પાદરેથી હરિભક્તોને પાછાં વાળ્યા અને પોતે માણકીને આગળ ચલાવી.

સ્વામી પેલા જોડવાળાં સાધુને સાથે લઈ દોડી અને મહારાજની આગળ નીકળી ગયા અને પાછા પગે ચાલતાં ચાલતાં મહારાજનાં દર્શન કરવા લાગ્યા.

મહારાજ પણ આ સ્નેહભીનાં સાધુને મંદ મંદ હસતાં હસતાં નિરખી રહ્યા.

મહારાજને રમૂજ સૂજી મહારાજે માણકીને થોડી ઉતાવળી ચલાવી. સ્વામી પણ પાછા પગે ઉતાવળાં દોડવા લાગ્યા. શ્રીહરિએ માણકીને વધારે વેગથી દોડાવી તો સ્વામી પણ વધારે વેગથી પાછા પગે દડવા લાગ્યા. પાછા પગે દોડતા દોડતા સ્વામી મહારાજનાં દર્શન કરતાં જાય આંખમાંથી શ્રાવણ ભાદરવો નિતરતાં જાય અને મહારાજને અંતરમાં ઉતારતાં જાય.

હવે મહારાજથી ન રહેવાયું. મહારાજે એકદમ સ્વામીની સમીપે માણકી ઊભી રાખી, બેઠી દડીનાં સ્વામીએ મહારાજનાં ચરણ પકડી લીધા.

સ્વામીની દેહદશા સાવ વિસરાઈ ગઈ હતી. સ્વામીનો અસાધારણ સ્નેહ જોઈ મહારાજની આંખો પણ ભીંજાઇ ગઈ અને બોલ્યાં 'હાઉ કરો નિર્ગુણાનંદ! તમે અને અમે તો અનાદિકાળથી ભેળાં જ છીએ.'

મહારાજની વાણી સાંભળી સ્વામી ધન્ય ધન્ય થઈ ગયા.

ધર્મ જ્ઞાન વૈરાગ્ય સહિત ભગવાનમાં અસાધારણ પ્રીતિ એ જ એકાંતિક ભાગવત્ ધર્મ છે અને આવો એકાંતિક ભાગવત ધર્મ જેમાં

હોય એ જ ભાગવત સંત છે અને આવાં એકાંતિક ભાગવત સંત થકી જ જીવને મોક્ષનું દ્વાર ઉઘાડું થાય છે.

આવા ભાગવત સંતને અને ભગવંતને અણુ માત્ર પણ છેટું નથી હોતું. આવા ભાગવત સંતનાં રોમેરોમની અંદર શ્રીહરિનો વાસ હોય છે.

આવા મહાન સંતનો મહિમા ગાતા નિષ્કુળાનંદ સ્વામી કહે છે -

**"ધન્ય ધન્ય એ સંત સુજાણને,**
**જેનું ઉલટી પલટ્યું આપ સંત તે સ્વયં હરિ"**

આવા એકાંતિક સંત સાથે શ્રીહરિને તદાત્મકપણું હોય છે. આવાં એકાંતિક સંત દેહથી દૂર હોય તોય શ્રીહરિ તેમની સમીપે જ હોય છે.

એક સમયની વાત છે. જૂનાગઢમાં ચણતર કામ ચાલતું હતું. કડીયાઓ ઘડેલા પાણા માંડતાં હતાં અને જેને રૂવાડે રૂવાડે બ્રહ્માંડ ઉડતાં હોય એવા સ્વામી સ્વયં કડિયાને બેલા અંબાવતાં હતાં.

એવામાં કોણ જાણે શું થયુ? કડિયાનાં હાથમાંથી બેલુ છટક્યું. બેલુ સીધું સ્વામીનાં પગ ઉપર પડ્યું. આ જ સમયે ગઢપુરમાં અક્ષર ઓરડીમાં વિરાજમાન શ્રીહરિનાં મુખમાંથી ઊંડો ઉંહકારો નીકળ્યો!

બાજુમાં બેઠેલાં સંતોમાંથી મુક્તમુનિએ કહ્યું 'મહારાજ શું થયું ? કેમ ઉંહકારો નીકળ્યો? કોઈ પીડાં થાય છે.'

મહારાજે મર્મથી મંદ હસીને કહ્યું 'હા સ્વામી! જૂનાગઢમાં અમારાં નિર્ગુણાનંદનાં પગ ઉપર પથ્થર પડ્યો છે એની પીડા અમને થઈ રહી છે.'

મહારાજનાં વચન સાંભળી મુક્તાનંદ સ્વામી બોલ્યા હા મહારાજ ! એ નિર્ગુણાનંદ એવા જ મહાન સંત છે.

બેલુ જૂનાગઢમાં સ્વામીનાં પગ ઉપર પડે અને એની વેદના ગઢપુરમાં શ્રીહરિ અનુભવે. અસાધારણ હેતની આ પરાકાષ્ટા છે.

શ્રીહરિનાં સ્વધામગમન બાદ લક્ષ્મીવાડીએ વહેતા ધોરિયાને કાંઠે લીલી ક્રોને જોઈને આ મહાન સંતનાં મુખમાંથી શબ્દો સર્યા, 'અરે આ ક્રોનું જીવન જળ છે તો જળને પામીને કેવી લીલી છમ કલવલિયાં કરે છે. આપણે કેવા અભાગીયા, આપણું જીવન મહારાજ તો ગયા. આટલું બોલતાં જ સ્વામી મૂર્છિત થઈ ગયાં. એ જ સમયે લક્ષ્મીવાડીમાં શ્રીહરિએ સાક્ષાત્ દર્શન દઈને સ્વામીને મૂર્છામાંથી જગાડ્યા અને કહ્યું 'સ્વામી! કેવા માનવીય ઘાટ કરો છો. મને મૂવો જાણો છો? હું તો અખંડ તમારી સાથે રહ્યો છું. આપણે તો અનાદિ અને અનંત છીએ. આપણું આવાગમન એ તો માત્ર લીલાં છે.'

મહારાજનાં દર્શન પામી, વાણી સાંભળી સ્વામીનાં જીવને શાતા વળી.

આ પ્રસંગ એટલે ઈષ્ટદેવમાં અસાધારણ પ્રેમનો પ્રસંગ.

મોટે ભાગે ત્યાગી વૈરાગીઓ અને જ્ઞાનીઓ ભારે શુષ્કતાથી ભરેલા હોય, જ્યારે ભગવાન શ્રીહરિનાં લાડીલા સંતો મહાન ત્યાગી, તપસ્વી અને જ્ઞાની હોવા છતાં હિમાલયમાંથી ગંગા પ્રગટે એ જ રીતે આ નંદ સંતોનાં હૃદયમાંથી પ્રગટ પુરુષોત્તમનારાયણ પ્રત્યેની ભક્તિની ભાગીરથી સતત વહ્યાં કરતી.

## ‘આણે અમારી મૂર્તિ અખંડ પકડી રાખી છે’

એક વખત વડતાલમાં કેટલાક સાધુઓ એક સાથે માંદા થયા હતાં. માંદા સાધુઓની સેવા કોણ કરે? એ પ્રશ્ન હતો. મહારાજે મુક્તાનંદ સ્વામીને કહ્યું સ્વામી : નિર્ગુણાનંદને બોલાવો. ગુણાતીતાનંદ સ્વામી એ વખતે ‘નિર્ગુણાનંદ’ નામે ઓળખાતા.

મહારાજે બોલાવ્યા એટલે સ્વામી તરત હાજર થયાં. મહારાજે તેમને માંદા સાધુની સેવા કરવાની આજ્ઞા કરી. આમેય સ્વામીને માંદા સાધુની સેવામાં ભારે ઉત્સાહ હતો. એમાંય મહારાજે આજ્ઞા કરી એટલે સ્વામી ભારે ખંતથી માંદા સંતોની સેવામાં જોડાયા.

સ્વામી વહેલા ઊઠી સંતોને નવડાવે-ધોવડાવે. સમયે સમયે દવા ઔષધ આપે અને જમાડે અને અઢાર-અઢાર માંદા સાધુઓનાં વસ્ત્રો ભાવથી ધૂવે અને સૂકવે.

એક સમયે સ્વામી માંદા સાધુઓની ગોદડીઓ લઈ ગોમતી તળાવે ધોવા ગયેલાં. ગોદડીઓ ધોઈ નીચોવી ભીની ગોદડીઓ પોતાના ખભા ઉપર નાખી સ્વામી ચાલ્યા આવતા હતાં.

ખભા ઉપર ગોદડીઓ હતી અને અંતરમાં શ્રીહરિની મૂર્તિને ધારી સ્વામી ચાલ્યા આવતા હતા.

શ્રીહરિ અને સ્વામી ગઢડા મધ્યના-૧૪માં વચનામૃતમાં કહ્યું છે તેમ તદાત્મકપણે વર્તતા હતાં.

આ બાજુ સ્વામી ભીની ગોદડીઓના ભાર સાથે મહારાજને ધારીને ચાલ્યા જાય, બીજી બાજુ મહારાજને ખૂબ જ પરસેવો વળ્યો અને મહારાજ અકળાઈ ગયા.

મહારાજની બાજુમાં હજૂરી પાર્ષદ ભગુજી ઊભા હતા. મહારાજે ભગુજીને કહ્યું, ‘ભગુજી! જાવ જલદી પેલા નિર્ગુણાનંદે મારા ઉપર ખૂબ ભાર મૂક્યો છે. અમને અકળામણ થાય છે માટે જલદી એમના ખભેથી ગોદડીઓ ઉતારી લ્યો ત્યારે જ અમને નિરાંત થશે.’

મહારાજના કહેવાથી ભગુજીએ સ્વામીના ખભેથી ભાર ઉતારી લીધો અને આ બાજુ મહારાજે કહ્યું, ‘હાશ! હવે નિરાંત થઈ.’

શ્રીજી મહારાજે મુક્તાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી વગેરે સંતોને બોલાવી સભા ભરી અને મુક્તાનંદ સ્વામીની સામે જોઈ પ્રશ્ન કર્યો. ‘સ્વામી! તમે આ નિર્ગુણાનંદને ઓળખો છો?’

મુક્તાનંદ સ્વામીએ કહ્યું, ‘હા મહારાજ! એ સાધુ ઉંમરમાં નાના છે પણ ગુણથી ભારે મોટા છે. શાસ્ત્રમાં સાધુના જે લક્ષણો લખ્યા છે તે સર્વે એમનામાં છે. એ સાધુ અખંડ કથા-કીર્તન-ભજન કર્યા કરે છે, એના ત્યાગની અવધિ નથી અને ભક્તિનો તો એ સાગર છે.’

મુક્તાનંદ સ્વામીની વાત સાંભળી મહારાજે કહ્યું : ‘સ્વામી! આ નિર્ગુણાનંદની મોટપ તો એથી પણ વિશેષ છે. જેમ સાણસામાં સાપ પકડ્યો હોય એમ એણે ત્રણેય અવસ્થામાં પોતાના આત્માને વિશે અમારી મૂર્તિને અખંડ જકડી રાખી છે.’

આ સમયે સભામાં એક હિન્દુસ્તાની સંત બેઠેલા. મહારાજની વાત સાંભળી તેઓ તરત બોલ્યાં, ‘એય સાધુ! મહારાજ કો છોડ દો, છોડ દો. ક્યું પકડ રખા હૈ?’

હિન્દુસ્તાની સંતની વાત સાંભળી મહારાજ મુખ આડો રૂમાલ દઈ હસવા માંડ્યા અને બોલ્યા “સાધુરામ! અમારી વાતમાં તમને ગતાગમ નહિ પડે. એ સાધુની મોટાઈ સમજતા તમને વાર લાગશે. આજે અમારી કેડે જેટલા માણસો ફરે છે ભવિષ્યમાં એમની પાછળ પણ એટલાં જ માણસો ફરશે. આ સાધુ તો સર્વેએ સમાગમ કરવા જેવાં છે અને અતિ મોટા છે.”

મહારાજની વાત સાંભળી સભામાં બેઠેલા મુક્તાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી વગેરે સંતો ખૂબ જ રાજી થયા.

આ બાજુ સ્વામીએ માંદા સંતોની સેવા અવિરત ચાલુ રાખી. બીજી બાજુ કેટલાક સાધુ સાજા થઈ ગયાં તો પણ સ્વામી પાસે પોતાની ગોદડીઓ ધોવડાવાનું ચાલુ રાખ્યું.

આ વાતની મહારાજને કોઈ દ્વારા ખબર પડી. મહારાજે ધોઈને સુકવેલી ગોદડીઓ પોતાની પાસે મંગાવી અને કહ્યું : હવે જે માંદા સાધુ હોય તે અહીંયા આવીને ગોદડીઓ લઈ જાય.

હવે જે ખરેખર માંદા સાધુ હતાં તે આવીને ગોદડીઓ લઈ ગયાં. બાકીની ગોદડીઓ જેમની તેમ પડી રહી. સાજા થયેલાં સાધુની ગોદડી લેવા આવવાની હિંમત ચાલી નહિ.

મહારાજે સંતોની સભા કરી સર્વને ઠપકો આપ્યો અને હિતવચનો કહ્યાં.

## સેવાથી સમૈયો ફળ્યો

એક વખત શ્રીજી મહારાજે વરતાલના ચૈત્રી પૂનમનાં સમૈયામાં જાવા માટે કારીયાણી થી વરતાલ તરફ પ્રયાણ કર્યું. પરંતુ એ જ અરસામાં ૧૯ સંતો માંદા પડ્યાં. માંદા સંતોની સેવા માટે કોઈને રોકાવાની જરૂરીયાત ઉભી થઇ પરંતુ એક તો માંદાની સેવા કરવી એટલે મહા નીરસ અને મુશ્કેલ કાર્ય, વળી સમૈયાના દર્શનનું પ્રલોભન. એટલે સ્વાભાવિક રીતે સેવા માટે રોકાવા કોઇ તૈયાર ન થયા.

બીજી મોટી મુશ્કેલી એ કે મહારાજને ના પણ કેમ પાડવી?

મહારાજ સંતોની મૂંઝવણ પારખી ગયા. પોતાના પ્રાણ સમા માંદા સંતોને આમ રેઢા મુકીને મહારાજથી પણ કેમ જવાય ? મહારાજે સેવામા રોકાવા માટે સંતોને પ્રોત્સાહિત કરવા એક વચન આપ્યું, "અહી માંદા સંતોની સેવામાં જે રોકાશે, તેને ૧૦૦ સમૈયાનું ફળ આપીશું" તો પણ કોઇ તૈયાર ન થયું.

ગુણાતીતાનંદસ્વામીને આ વાતની ખબર પડી. તેઓ સામા ચાલીને આવ્યા ને કહ્યું, 'મહારાજ, હું રોકાઇશ આપ નિરાંતે વરતાલ સિધાવો.' સ્વામીની વાત સાંભળી શ્રીહરિ અત્યંત રાજી થયા અને બોલ્યા 'નિર્ગુણાનંદ અમે તમારા ઉપર ખૂબજ રાજી થયા છીએ.' આટલું કહી મહારાજ સ્વામીને બાથમાં લઇને મળ્યા ને વરતાલ સીધાવ્યા.

ત્યાર પછી સ્વામીએ મન-કર્મ-વચને એ ઓગણીશ સંતોની સેવા કરી સૌને સાજા કર્યા.

સમૈયાને હજુ બે ચાર દિવસની વાર હતી એટલે સ્વામીએ સંતોને હાથ જોડીને કહ્યું, 'પરમહંસો! હવે તમે સાજા થયા છો, હવે જો તમારી આજ્ઞા હોય તો હું વડતાલ જાઉં.'

સંતોએ પ્રસન્ન હૈયે કહ્યું, 'નિર્ગુણાનંદ! તમે અમારી ખૂબ જ સેવા કરી છે, હવે તમે સુખેથી સમૈયે સિધાવો અને મહારાજને વંદન કરી અમારા વતી ભેટજો.'

સ્વામી વડતાલ પધાર્યા. સ્વામીને આવેલા જોઇ મહારાજ ખૂબ જ રાજી થયા. મહારાજના પૂછવાથી સ્વામીએ માંદા સંતોના સર્વ સમાચાર કહ્યા.

મહારાજે પૂછ્યું, 'નિર્ગુણાનંદ! સંતોએ કાંઇ કહ્યું છે?'

સ્વામી કહે, 'મહારાજ! સંતોએ તમને ભેટવાનું કહ્યું છે.'

મહારાજ કહે, 'ભલે, ચાલો એમના મનોરથ પૂરા કરીએ. તમે એક એક સંતના નામ લેતા જાવ અને અમે તમને મળતા જઇએ.'

સ્વામીએ ઓગણીસ સંતોના નામ લીધા અને મહારાજ સ્વામીને

ઓગણીસ વાર ભેટ્યા.

મહારાજ સ્વામીને મળતા હતા ત્યારે વચમાં કોઈ બોલ્યું, 'મહારાજ! થાકી જશો. હવે હાઉં કરો.'

મહારાજ કહે, 'આવા સાધુને મળવાથી તો અમારો સર્વ થાક ઉતરી જાય.'

મહારાજના વચને માંદા સાધુની સેવાથી સ્વામીને આજ્ઞા પળી, સમૈયો ફળ્યો અને સમૈયાના ફળ સ્વરુપે મહારાજને ૧૯ વાર મળવાનો લાભ મળ્યો.

ગુણાતીનાનંદ સ્વામીના જીવનમાં માંદા સાધુની સેવાના આવા તો કેટલાયે પ્રસંગો છે.

ઈષ્ટદેવના વચનની આવી સતત ખટક જેના રોમરોમમાં વ્યાપી હોય તેવા જ મહાપુરુષ આજ્ઞાનો સાચો મર્મ સમજાવી શકે. ગુણાતીતાનંદસ્વામી આજ્ઞાનું રહસ્ય પોતાની વાતોમાં આ રીતે સમજાવે છે.

**આજ્ઞામાં રહે છે ને તે છેટે છે તો પણ અમારા ઢોલીયાની પાસે છે ને આજ્ઞા નથી પાળતો તે પાસે છે તો પણ છેટો છે ને ગમે તેવો જ્ઞાની હશે, હેતવાળો હશે ને મોટેરો હશે પણ આજ્ઞા લોપે તો સત્સંગમાં ન રહેવાય.**

આજ્ઞા પળે એટલી વાસના બળે.

## 'જુઓ, અમારા તિલક !'

ભગવાન શ્રીહરિ પંચાળા પધારેલા. અહીંયા મહારાજે ધામધૂમથી ફૂલડોલનો સમૈયો કર્યો.

ભગવાન શ્રીહરિનાં મનમાં ઉધ્ધવ સંપ્રદાયની આગવી ઓળખ સ્થાપિત થાય તે માટે સર્વ સંતો પાર્ષદો ઉધ્ધવ સંપ્રદાયને અનુરૂપ ઉર્ધ્વપુંડ્ર તિલક ધારણ કરે એવી ઈચ્છા હતી.

પંચાળાની સીમમાં ગોપી તલાવડી છે. કહેવાય છે કે ભગવાન શ્રીકૃષ્ણના સમયમાં કેટલીક ગોપીઓના દેહ અહીં માટીમાં સમાયાં હતાં અને એમની સાક્ષી પૂરતી હોય એવી પીળાશ પડતી સફેદ માટી આજે પણ આ તલાવડીમાંથી નીકળે છે.

ભગવાન શ્રીહરિએ ગોપી તલાવડીની પ્રેમભીની માટી મંગાવી એમાંથી ગોટીઓ બનાવી અને બધાં સંતોને આપીને કહ્યું તમે બધા આ માટીથી કાલે તિલક કરજો.

બીજે દિવસે સભા થઈ. મહારાજે સભા સામે જોયું તો કેટલાક સાધુનાં ભાલમાં તિલક જોયાં પણ એ બધા તિલક ભડકાછાપ અને ભેંસો ભડકે એવા હતાં; તો કેટલાક સાધુના કપાળમાં તિલક જ નો'તાં. મહારાજે તેમને પૂછ્યું, 'અમે તમને કાલે ગોટી આપી હતી છતાં તિલક

કેમ નથી કર્યાં?'

સાધુઓ ભોળા ભાવે બોલ્યાં 'મહારાજ ! એ તો અમે પ્રસાદી જાણીને ખાઈ ગયાં.' મહારાજ સાધુની નિખાલસ વાણી સાંભળી હસવાં માંડ્યાં. બીજી બાજુ, ભેંસો ભડકે એવા તિલક જોઈને મહારાજ હસવું ખાળી શકે તેમ ન હતાં.

મહારાજે હસતાં હસતાં કહ્યું. 'માળા આ સાધુઓ તો જડભરતજી જેવાં ભારે અલમસ્ત છે!' કોઈ માટીની ગોળીને પ્રસાદી જાણીને ખાઈ ગયાં અને કોઈએ આખા ડિલે ભેંસો ભડકે એવા ટીલાં તાણ્યાં છે. અમારા ઉધ્ધવ સંપ્રદાયના તિલક આવાં ન હોય. આમ કહી મહારાજે ગોપીચંદન મંગાવ્યું. મહારાજ ઊભા થયાં અને ગુણાતીતાનંદ સ્વામી પાસે આવ્યાં. મહારાજે સ્વામીના ભાલમાં સુંદર સુરેખ ઉર્ધ્વપુંડ્ર તિલક કર્યું વચ્ચે સુંદર ચાંદલો કર્યો અને સર્વેને બતાવીને બોલ્યા 'જુઓ અમારાં તિલક. અમારા ઉદ્ધવ સંપ્રદાયના તિલક આવા હોય. આજથી તમે બધા આજ રીતે તિલક કરજો.'

શ્રીહરિએ ગુણાતીતાનંદ સ્વામીના ભાલમાં કરેલું તિલક જોયું અને સુંદર તિલક જોઈને સર્વના અંતરમાં આનંદ થયો.

## નિર્ગુણાનંદ તમને ધન્ય છે

સત્સંગમાં કથાવાર્તા અગત્યનું અંગ છે. હરિલીલામૃતમાં વિહારીલાલજી મહારાજ લખે છે કે -

**'સત્સંગનો કૃષ્ણકથા જ પાયો,**
**જો તે કદાપિ નબળો જણાયો,**
**સત્સંગરૂપી શુભ તો હવેલી,**
**પડી જવાની ગણવી જ વહેલી.'**

ગુણાતીતાનંદ સ્વામીને મહારાજના દર્શન અને મહારાજની વાતોના શ્રવણમાં તીવ્ર શ્રદ્ધા અને ઉત્કૃષ્ટ પ્રેમ હતા.

સ્વામી સ્વયં કહે છે કે, "ભગવાનમાં દૃઢપણે જોડાણો હોય તેનાથી ઈષ્ટદેવના ચિહ્ન, ચરિત્ર, ચેષ્ટા અને કથાવાર્તા કર્યા, સાંભળ્યા સિવાય રહેવાય જ નહિ."

એક સમયે શ્રીહરિ ગઢપુરમાં જીવાખાચરના દરબારમાં નિવાસ કરતા હતા. સંતોના મંડળો મહારાજના દર્શને ગઢપુર આવતા હતા. મહારાજ બધા સંતોને પાસે રાખી કથાવાર્તાની ઝકોળ બોલાવતા હતા.

શ્રીહરિએ ધીમે ધીમે પ્રકરણ એવું ચલાવ્યું કે કથાવાર્તાનો રાત-દિવસ અવિરત પ્રસંગ રહે.

સામાન્ય રીતે દેહથી સેવા કરવી હોય તો ગમે તેટલો સમય પસાર થાય તો પણ વાંધો ન આવે. પણ કથાવાર્તા તો મનનું સૂક્ષ્મ તપ છે. દેહના તપ બધાથી થાય પણ મનના તપ બધાથી ન થાય.

મુમુક્ષુને કથાવાર્તા ગમે ખરી પણ કથા લાંબી ચાલે તો મન મુંઝાવા લાગે! કેડના મકોડા તૂટવાં લાગે, કથામાંથી છટકવા માટે મન જાત-જાતના બહાના શોધવા માંડે!

શ્રીહરિએ અખંડ કથાવાર્તાનું પ્રકરણ ચલાવ્યું. વહેલી સવારથી કથા ચાલે મોડી રાત્રે પૂરી થાય. દેહક્રિયા માટે થોડો વિરામ મળે કે ન પણ મળે!

મહારાજ સ્વયં જ્ઞાનોપદેશ કરતા હોય છતાંય કેટલાક સાધુ એક યા બીજી પ્રકારે બહાના શોધી અક્ષર ઓરડીએથી પલાયન થઈ જાય!

ક્યારેક તો મહારાજ પણ રાત્રિના બે-બે પ્રહર વીતી જાય તો પણ કાંતો દૃષ્ટિ માંડીને, કાંતો અર્ધ મીંચેલા નેત્રે વાર્તાનો પ્રવાહ રેલાવતા જ રહે!

એક વાર તો વહેલી

સવારનાં કૂકડો બોલ્યો ત્યારે મહારાજ કહે 'સંતો રાત ઘણી થઈ છે હવે તમે સૌ જાઓ અને આરામ કરો.'

એક વાર શ્રીહરિએ સભામાં પૂછ્યું 'તમને સત્સંગસભામાં સૌથી પ્રિય શું લાગે?'

એક નિખાલસ શ્રોતાએ કહ્યું, 'મહારાજ ! કથા પૂરી થતી વખતે બોલાતો શ્લોક 'શ્રીપતિં શ્રીધરં' અમને બહુ મીઠો લાગે! સાંભળીને મહારાજ મંદમંદ હસવા લાગ્યા.

શાળામાં છોકરાઓ સ્કૂલ પૂરી થયાંનો બેલ વાગવાની વાટ જોતાં હોય એ જ રીતે મોટે ભાગે સભાના શ્રોતાઓ 'શ્રીપતિં શ્રીધરં'ની રાહ જોતા હોય પરંતુ ગુણાતીતાનંદ સ્વામીની વાત નોખી હતી. શ્રીહરિએ આદરેલા આ અખંડ જ્ઞાનસત્રમાં તેઓ એકમાત્ર અડીખમ, અણનમ શ્રોતા રહ્યાં.

એક વાર શ્રીહરિએ કહ્યું નિર્ગુણાનંદ, તમે તો અખંડ કથામાં બેસો છો. તમને ઊભા થવાનું મન નથી થતું? તમે થોડો આરામ કરતા હો તો !

સ્વામીએ હાથ જોડીને સરળ ભાવે કહ્યું, 'મહારાજ! કંઈ ખરેખર અગત્યનું કામ હોય તો જવું પડે છે પરંતુ આપ જો માત્ર દેહને આરામ મળે એ માટે સુવાનું કહેતા હો તો મારી પ્રાર્થના છે કે તમે કથાવાર્તા ચાલુ રાખો. અમને તો તમારા દર્શન અને વાતોમાં જેવો આરામ મળે છે એવો બીજે ક્યાંય ખાવા-પીવા કે સૂવામાં મળતો નથી!

સ્વામીનો જવાબ સાંભળી મહારાજ અત્યંત રાજી થયાં અને સ્વામીના માથા ઉપર બંને હાથ મૂક્યાં અને કહ્યું 'નિર્ગુણાનંદ ! તમને ધન્ય છે.'

ગુણાતીતાનંદ સ્વામીને કથાવાર્તા કરવાનો અને સાંભળવામાં આવો ઈશક્ આજીવન રહ્યો હતો. એ પણ પોતાના વાછડાને જોઈને ગાય પારસો મેલે એમ શ્રીહરિ સ્વામી ઉપર અનરાધાર વરસ્યાં હતાં અને પોતાનો હૃદગત રહસ્ય અભિપ્રાય સ્વામીને પ્રેમથી પાયો હતો અને શ્રીહરિ ધામમાં ગયાં બાદ પણ પોતાના એ રહસ્ય અભિપ્રાયને પૃથ્વી ઉપર પ્રવર્તાવવા માટે સ્વામીને વર્ષો સુધી ભૂમંડળ ઉપર રાખ્યા હતા અને સ્વામીએ પણ એ રહસ્ય અભિપ્રાયને મુમુક્ષુઓના અંતરમાં રેડવામાં કોઈ કસર છોડી ન હતી.

## ક્યું સાધન શ્રેષ્ઠ ?

અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીની કથાવાર્તાની તીવ્રરૂચીનું દર્શન સ્વામીની આ બે વાતોમાં થાય છે :

"આ તો તમને ઘડી ઘડી પોરો (વિરામ) દઉં છું નીકર રાત્ય ને 'દિ એમને એમ કથાવાર્તા કર્યા કરું. પણ બીજાને મૂંઝવણ પડે તે સારુ ઘડીક ભક્તિ, ઘડીક કિર્તન, ઘડીક કથાવાર્તા, ઘડીક ધ્યાન એ બધુ ફરતું ફરતું કરાવું છું જેથી મૂંઝવણ થાય નહિ."

"ચોવીસ વરસ થયા. આવરદા નથી ને આ દેહ વાતું સારું જ રહ્યો છે, પણ ક્રિયા ઉપરા ઉપરી આવી છે તે પૂરી વાતું થાતી નથી. પૂરી સોધરી વળે (તૃપ્તિ થાય) એવી વાતુ કરાતી નથી."

ગુણાતીતાનંદ સ્વામીને અવિરત કથા-વાર્તા કરવાનો આવો વેગ કેવી રીતે પ્રગટ્યો?

સ્વામી દ્વારા કથાવાર્તાનો આવો અવિરત અખાડો ચલાવવામાં નિમિત્તરૂપ પ્રસંગનું વર્ણન ગુણાતીતાનંદ સ્વામીના જ અનુગામી શિષ્ય પૂજ્ય બાલમુકુન્દદાસજી સ્વામી આ રીતે કરે છે :

ગુણાતીતાનંદ સ્વામી કહેતા કે 'અમે મહારાજને ક્યારેય પ્રશ્ન પૂછ્યા નથી.' એક વાર અમે ગઢડામાં કોઇ દ્વારે મહારાજને ચાર પ્રશ્ન પુછાવ્યા કે એક ભગવાનનું અખંડ

ધ્યાન કરવું, બીજું આત્મારૂપે વર્તવું, ત્રીજું માંદાની સેવા કરવી અને ચોથું ભગવાનની વાતું કરવી. આ ચારેમાં શ્રેષ્ઠ ક્યું ?

પ્રશ્ન સાંભળી મહારાજ મર્મમાં હસ્યા અને બોલ્યા 'સભામાં જેને જેવો આવડે તેવો ઉત્તર કરો.'

સભામાંથી કેટલાકે કહ્યું જ્ઞાન શ્રેષ્ઠ, કેટલાકે કહ્યું ધ્યાન શ્રેષ્ઠ, કેટલાકે કહ્યું સેવા શ્રેષ્ઠ પણ વાતો શ્રેષ્ઠ એવું તો કોઇ બોલ્યું નહીં. પછી તો પ્રશ્નોત્તર ચાલ્યા. બધા પોતપોતાના પક્ષ સ્થાપિત કરવા વાદ સંવાદ કરવા લાગ્યા, શાસ્ત્રોના પ્રમાણ દેવા લાગ્યા.

મહારાજ તો બેઠાં બેઠાં સાંભળે ને મોઢા આડો રૂમાલ લઇ હસે, પણ કાંઇ બોલે નહિં. પછી થોડી વારે મહારાજ બોલ્યા કે 'કોઇ મધ્યસ્થી કરો તો આ વાતનો નિવેડો આવે.'

સૌ કહે કોને મધ્યસ્થી કરીશું ? ત્યારે મહારાજે મુક્તાનંદ સ્વામીનું નામ દીધું. તે વખતે મુક્તાનંદ સ્વામી લક્ષ્મીવાડીએ હતા. નાજો જોગિયો સ્વામીને બોલાવવા લક્ષ્મીવાડીએ ગયાં.

રસ્તામાં નાજા જોગિયાએ સ્વામીને ચારે પ્રશ્નો સંભળાવ્યા અને કહ્યું 'સ્વામી તમારો શો મત છે.?' ત્યારે સ્વામી કહે કે 'મૂર્તિ જેવું બીજું કાંઇ ન કહેવાય.'

સ્વામી તથા નાજો જોગિયો દરબારમાં લીમડા હેઠે જ્યાં સભા થઇ હતી ત્યાં આવ્યા.

નાજો જોગિયો હસતાં હસતાં બોલ્યા કે 'સ્વામી અમારી કોર છે, પણ ભણે મહારાજ તમે કાંઇ ભણશો મા.'

ત્યારે મહારાજ કહે 'જેવું હશે તેવું તો કહેવું પડશે.' એમ કહી મહારાજે મુક્તાનંદ સ્વામીને પૂછ્યુ 'સ્વામી! ચારમાંથી કયું શ્રેષ્ઠ?'

સ્વામી બોલ્યા 'મહારાજ! તમારી મૂર્તિનું અખંડ ધ્યાન કરવું એ શ્રેષ્ઠ જણાય છે.'

સ્વામીનો ઉત્તર સાંભળી મહારાજે મર્મ ભરેલી ભાષામાં પૂછ્યું 'સ્વામી! દક્ષના દીકરાઓનું કેમ?'

મહારાજનો પ્રશ્ન સાંભળતાજ મુક્તમુનિના મગજમાં ઝબકારો થયો અને બોલ્યા કે 'હા, મહારાજ ! હું ભૂલ્યો.' ત્યારે નાજા જોગિયા બોલ્યા કે 'ભણે મહારાજ! તમે તો નખ્ખોદ વાળ્યું. સ્વામીને તમારામાં વાળી દીધા. તો હવે કથાવાર્તા જેવું કોઇ શ્રેષ્ઠ સાધન નથી, એ વાતને સમજાવો.'

મહારાજે દક્ષના દીકરાઓની સવિસ્તાર વાત

કરી કહ્યું કે ''દક્ષના દસ હજાર દીકરાને નારદજીએ વાતો કરીને ત્યાગી કરી નાખ્યા. માટે **'વાતું કરવી તે શ્રેષ્ઠ છે'**. એમ કહી મહારાજે કહ્યું કે અમે છપૈયાથી એકલા આવ્યા હતા પણ આ બધો સત્સંગ વાતે કરીને વધ્યો છે માટે કથાવાર્તા જેવું કોઇ શ્રેષ્ઠ નથી.''

ગુણાતીતાનંદ સ્વામી તો શાંત ચિત્તે અને મૌનભાવે આ બધા સંવાદ સાંભળી રહ્યા હતા.

મહારાજની રૂચી કથાવાર્તામાં છે એમ જાણી સ્વામીએ કથાવાર્તાનો અખાડો માંડવાનો સંકલ્પ કર્યો.

જ્યારે મહારાજે વાતો કરવી શ્રેષ્ઠ કહી તે દહાડાથી સ્વામી સ્વયં કહે છે, **'અમે**

વાતું જ કરવા માંડી તે આજ સોપો જ પડતો નથી.'

૫૭ વર્ષના આ સમય દરમ્યાન સ્વામી અનરાધાર વરસ્યા છે.

એકવાર સ્વામીએ કહેલું, "અમે જે બોલ્યા છીએ તે લખનાર હોય તો આ પૃથ્વી ને આકાશ બધો ભરાઇ જાય એટલા શબ્દો બોલ્યા છીએ."

સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી ગુણાતીતાનંદ સ્વામીની વાતોના ભારોભાર વખાણ કરતા.

એકવાર સ્વામીએ કહેલું, "અમે જે બોલ્યા છીએ તે લખનાર હોય તો આ પૃથ્વી ને આકાશ બધો ભરાઇ જાય એટલા શબ્દો બોલ્યા છીએ."
સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી ગુણાતીતાનંદ સ્વામીની વાતોના ભારોભાર વખાણ કરતા.

નિત્યાનંદ સ્વામી આ વાતો સાંભળીને બોલી ઉઠેલા, "સ્વામી ઠીક મંડ્યા છે. કેટલા બળથી વાતો કરે છે ! બીજાથી આવું ન બોલાય. પંડનું વર્તન સારું ન હોય તો શું બોલી શકે ?અને કદાચ બોલે તો કોઇને ભાર પણ પડે નહિ."

આદિ આચાર્ય રઘુવીરજી મહારાજ કહેતા, "આ વાતો તો કરોડો જન્મની કસર ટાળીને સાક્ષાત્‌ અક્ષરધામની પ્રાપ્તિ કરાવે તેવી છે."

ગુણાતીતાનંદ સ્વામીનો ઉપદેશ **'સ્વામીની વાતો'**ના નામે પ્રસિદ્ધ છે.

ગુણાતીતાનંદ સ્વામીના મુખ્ય શિષ્ય સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ શ્રીપતિપ્રસાદજી મહારાજની આજ્ઞાથી પાંચ પ્રકરણની વાતો છપાવીને પ્રસીદ્ધ કરી હતી. સ્વામીની બે પ્રકરણ અને પાંચ પ્રકરણની વાતો વિશેષ પ્રમાણભૂત ગણાય છે.

## લાખ મણ લોઢાની ગોળી તપી છે

સ્વામિનારાયણ સંપ્રદાય એ ભક્તિ સંપ્રદાય છે. ભજન-ભક્તિ સાથે સેવા-પ્રવૃત્તિ ને ક્રિયા એનું અભિન્ન અંગ છે. સમગ્ર પૃથ્વી પર પથરાયેલા સ્વામિનારાયણના કોઇ પણ મંદિરમાં તાવડો એટલે કે રસોઇ-થાળ-અન્નકૂટ-સદાવ્રત, પાવડો એટલે કે ખેતી-વાડી-બાગબગીચા, તગારું એટલે કે નવા નવા મંદિરો તથા સ્થાનકોના બાંધકામ-જીર્ણોદ્ધાર અને નગારું એટલે કે આરતી-કીર્તન-ભજન-ધૂન-કથાવાર્તા વગેરે ક્યારેય ઠરવાનું નામ લેતા નથી.

બાહ્ય રીતે સેવા પ્રવૃત્તિમાં વિશેષપણે જોડાતા ત્યાગી-ગૃહીને સ્વામી જાણપણું આપી આ રીતે ટપારતા:

"મહારાજે ધૂધૂબાજ મારગ ચલાવ્યો છે. તે શું જે મંદિર, મેડિયું, ઘોડા, ગાડાં, આદિક અનેક વાતું પ્રવર્તાવી છે. પણ પોતાનો સિદ્ધાંત જે કરવાનું છે તે મૂકી દીધું નથી. તે સિદ્ધાંત તે શું જે નિર્વાસનિક થાવું ને ભગવાનમાં જોડાવું. પછી ગમે તે કામ કરો, ગૃહસ્થાશ્રમમાં રહો કે ત્યાગી થાઓ, પણ અંતે કરવાનું એ છે."

એક વાર સમૈયા પછી કાર્તિક વદિ બીજના દિવસે વહેલી સવારે સ્વામી તથા તેમના મંડળના સંતો તથા વરતાલના સંતો અને હરિભક્તો વસો જવા નીકળ્યા. બપોરે વસો પહોંચ્યા.

વસોમાં વાઘજીભાઇ સ્વામીના સંગે અનન્ય ભક્ત થયા હતા. તેમના પિતાનું નામ હતું તુલસીભાઇ.

સ્વામી પધાર્યા એટલે તુલસીભાઇને બહુ જ આનંદ થયો. સ્વામીને તથા સંતમંડળને સારો ઉતારો આપી પોતે પ્રાર્થના કરી:

"સ્વામી ! માબાપ ! આપ અહીં બે ચાર દિવસ રહો, ચારના આઠ દિવસ રહો પણ મારા દીકરા વાઘજીનું અંતર જેવું ટાઢું છે તેવું મારુ હૈયું ટાઢુ કરી દ્યો."

તમે બે મહિના મારી સાથે ફરશો અને મારી વાતો સાંભળશો ત્યારે આ જગતના ફેર ઊતરશે અને બીજા બે મહિના વાતો સાંભળશો ત્યારે મારી વાતોનો ફેર ચઢશે."

સ્વામી તેમની આ પ્રાર્થના સાંભળી મંદ મંદ હસવા લાગ્યા. સ્વામીએ તો તરત જ સભા કરી, સંતોને કીર્તનો બોલવાની આજ્ઞા કરી.

આ બાજુ તુલસીભાઇ પોતાને ઘેરથી સીધા-સામગ્રીની એક એક વસ્તુ જાતે લઇ આવવા લગ્યા. સ્વામીએ તુલસીભાઇને કહ્યુ : "આમ, એકેકી વસ્તુ લાવો છો અને આટલા ફેરા થાય છે તે કરતાં બધી વસ્તુ સામટી ભેગી કરીને લાવો તો શું ખોટું !

તુલસીભાઇએ કહ્યું : "સ્વામી ! એમ કરું તો લવાય ખરું પરંતુ એકેક વસ્તુ વારંવાર લાવુ તો અહીં આપનાં દર્શને વારંવાર અવાય અને પગલે પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ મળે.

સ્વામી તેમની આ ભાવનાથી રાજી થયા. પરતું વિચાર્યુ કે "અજ્ઞાન દશામાં અશ્વમેધ યજ્ઞના ફળની અપેક્ષા રહે.પરતું જ્ઞાન થાય તો બ્રહ્મરુપ થઇ મહારાજની સેવામાં રહેવાનો સંકલ્પ થાય."

સ્વામીએ સભામાં કહ્યું : "જુઓ આ તુલસીભાઇ મોટા અમીન છે પણ સાધુની સેવા જાતે કરે છે. બીજા પાસે વસ્તુ ઉપડાવી લાવે તો તેનો રસોઇમાં ભાગ ગણાય. કેવો મહિમા છે?"

તુલસીભાઈ થોડી વાર સભામાં બેસે અને સ્વામી વાતો કરે. ત્યાં ફરી કાઈક સાંભરે એટલે વસ્તુ લાવવા ઊઠે. વળી પાછા આવીને સભામાં બેસે અને સ્વામીને હાથ જોડી પ્રાર્થના કરેઃ "સ્વામી! મારા વાઘજી જેવું ટાઢું મને કરી દ્યો!" આમ બોલે અને વળી સભામાંથી ઊઠે એમ વારંવાર આવ જા કર્યા કરે. છેલ્લે દિવસે સ્વામીએ તેમને હાથ પકડીને સભામાં બેસાર્યા અને કહ્યું : "તુલસીભાઈ! તમને કેટલાં વરસ થયાં?" ત્યારે તેમણે કહ્યુંઃ "સ્વામી! બોંતેર થયાં હશે."

એટલે સ્વામી હસ્યા. પછી કહ્યુંઃ "જુઓ, તુલસીભાઈ! જેમ લાખ મણ લોઢાની લોઢી ધગી હોય પછી તેના ઉપર પાણીના એક બે ઘડા ઢોળીએ તો ટાઢી થાય?"

તુલસીભાઈએ કહ્યુંઃ "ના, સ્વામી એમ ટાઢી ન થાય."

સ્વામીએ કહ્યુંઃ "એતો કોઇ સાધને કરીને એ લોઢીને ગંગા જેવી નદીના વિશાળ ધરામાં હડસેલી મેલીએ તો દિવસો સુધી હવેલી જેટલી છોળ્યું ઊડે અને માંડ બે મહીને ટાઢી થાય. વળી આ તમારા દેશનો દડ (ધૂળ) વૈશાખના તાપે તપ્યો હોય અને તેમાં બે છાંટા વરસાદના પડે તો ઊલટો ધગી ઊઠે અને ઉકળાટ કરે. તેમ આ બોંતેર વરસના ચૈત્ર-વૈશાખ માસના તાપથી તમારું હૈયું એટલું બધું ધગી ગયું છે કે એક બે વાતોથી તે શાંત ન થાય."

એટલું કહીને સ્વામીએ કહ્યું : " જુઓ, આ તમારો વાઘજી તો અમારી વાંસે ફરે છે અને વહેવારની ઉથડક રાખતો નથી તો તેને ટાઢું છે. તેમ તમે બે મહિના મારી સાથે ફરશો અને મારી વાતો સાંભળશો ત્યારે આ જગતના ફેર ઊતરશે અને બીજા બે મહિના વાતો સાંભળશો ત્યારે મારી વાતોનો ફેર ચઢશે."

પછી તુલસીભાઈએ કહ્યુંઃ "તમે કહો છો તે ખરું છે. વાઘજી જેવું તો ન થવાય. એ તો બધું મૂકીને આપની પાસે દોડ્યો આવે છે."

સ્વામી તો સાંભળી હસ્યા અને બોલ્યાઃ

**"હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.**

# જુનાગઢના મહંત કોણ થાશે?

જુનાગઢ મંદિરની નિર્માણની જવાબદારી મહારાજે સદ્. બ્રહ્માનંદસ્વામીને સોંપી.

બ્રહ્માનંદ સ્વામીએ મંદિર નિર્માણનું કાર્ય ધમધોકાર રીતે શરુ કરાવ્યું હતુ. મંદિરના નિર્માણમાં અનેક પ્રકારના અવરોધો આવતા હતા. જુનાગઢના નાગરોએ મંદિરનું કાર્ય અટકાવવા માટે અનેક રીતે કાવાદાવા કરી ઉપાધીઓ સર્જી હતી પરંતુ બ્રહ્માનંદ સ્વામીએ ભારે કુનેહ પૂર્વક બધા અવરોધો દૂર કર્યા હતા.

મંદિરનું કાર્ય પૂર્ણાહૂતિને આરે હતું. હવે આ મંદિરની મહંતાઇ કોને સોપવી? એ પ્રશ્ન હતો. શ્રીહરિએ સંતોની સભા કરી અને વાત મૂકી, 'પરમહંસો જુનાગઢના મહંત કોણ થશે?' સભા મૌન હતી. કોઇ સાધુ જુનાગઢની જવાબદારી લેવા તૈયાર નહોતા, એમા અનેક કારણો હતા.

એક તો પેટમાં દરદ કરે એવું ગીરનારી પથરાળ પાણી, મુસલમાની રાજ્ય, નાગરોનો પ્રંચડ વિરોધ, કઠણ ભૂમિ, રહેવા-જમવાની સુવિધાનો અભાવ, જવા-આવવાનો વિકરાળ રસ્તો, એકાંત અલાયદો પ્રદેશ, ઉપરાંત મહારાજના દર્શનના લાભથી વંચિત રહેવાનું. આ બધા કારણોસર કોઇ સાધુ મહારાજનું વચન જીલવા તૈયાર થતાં નહોતા.

છેવટે મહારાજને ગુણાતીતાનંદસ્વામી યાદ આવ્યા. તેમણે સભામાં કહ્યું, **"ભાદરાવાળા નિર્ગુણાનંદને બોલાવો. એ અમારું વચન માને એવા છે."**

મહારાજની આજ્ઞા થતાં જ સ્વામી સભામાં પધાર્યા. મહારાજે કહ્યું 'નિર્ગુણાનંદ! અમારે તમને જુનાગઢની મહંતાઇનો હાર પહેરાવવો છે.'

સ્વામીનો સ્વભાવ અત્યંત ત્યાગી વૈરાગી જેવો હતો. છતાં મહારાજની રૂચી જાણી એટલે પોતાનો સ્વભાવ છોડીને પણ જુનાગઢ જવા તૈયાર થયા. પરંતુ સ્વામીએ મહારાજને વિનંતી કરી 'મહારાજ! મને વ્યવહાર ફાવે નહી. વ્યવહારમાં ગતાગમેય ન પડે. છતા તમારા વચને જઇશ પણ આ મહાન સંત સદ્‌ગુરુ યોગીરાજ શ્રી ગોપાળાનંદસ્વામી વર્ષમાં બે મહીના જુનાગઢ પધારીને અમારી પાસે રહે એવો બંદોબસ્ત કરો તો અમારા જીવને નિરાંત રહે.' સ્વામીના વચનોમાં ગોપાળાનંદસ્વામી પ્રત્યે ભારોભાર આત્મીયતા નીતરતી હતી.

શ્રીહરિએ સ્વામીની વિનંતી માન્ય રાખી અને ગોપાળાનંદ સ્વામીને બે માસ જુનાગઢ રહેવાની આજ્ઞા કરી. મહારાજની રૂચિ જાણીને સ્વામીએ તત્કાળ ઝોળી ઉપાડીને જુનાગઢ તરફ પ્રયાણ કર્યું.

પોતાની વાતોમાં આનો ઉલ્લેખ કરતાં સ્વામી કહે છે : "અમે મહારાજની આજ્ઞા કોઇ દિવસ લોપી નથી ને લોપાવી પણ નથી ને આ જુનાગઢ પાંચસો સાધુમાંથી કોઇ આવતું ન હતું. પછી મને કહ્યુ ત્યારે હું આવ્યો. તે મને શું થઇ ગયું ? કાંઇ કોઇ દુઃખ આવ્યું નથી."

અધ્યાત્મનો ગહન માર્ગ ઇષ્ટદેવ કે ગુરુની આજ્ઞાથી સુગમ અને સરળ બને છે. બ્રહ્મવિદ્યાના અભ્યાસુ માટે "મન-કર્મ-વચને આજ્ઞાપાલન." એ **"Compulsory Subject"** એટલે કે ફરજીયાત સાધના છે. સ્વામીને આ રહસ્ય સ્પષ્ટ હતું.

**(વધુ આવતા અંકે ક્રમશઃ પ્રકાશીત થશે)**

## શ્રીમદ્ ભાગવત કથા, (નાગપુર)

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં સદ્ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે તા. ૧૮ થી ૨૪ જાન્યુઆરી દરમિયાન શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર, નાગપુર દ્વારા શ્રીમદ્ ભાગવત કથાનું આયોજન કરવામાં આવ્યું. પ. પૂ. સદ્ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા શાસ્ત્રી શ્રી વેદાંતસ્વરુપદાસજી સ્વામીએ વ્યાસાસને બિરાજી કથામૃતનું પાન કરાવ્યું હતું. કથાના પ્રારંભે વિશાળ શોભાયાત્રાનું આયોજન કરવામાં આવ્યું હતું. કથા દરમિયાન કૃષ્ણજન્મોત્સવ, રામજન્મોત્સવ, રુક્મિણી વિવાહ જેવા વિવિધ ઉત્સવો ઉજવવામાં આવ્યા હતા. પ.પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા પ. પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ સંપૂર્ણ આયોજનમાં શ્રી વાલજીભાઈ દિવાણી, શ્રી કાન્તિભાઈ દિવાણી, શ્રી વિનોદભાઇ, શ્રી ગુણવંતભાઈ, શ્રી નંદલાલભાઈ મિરાણી, શ્રી મોહનભાઈ ચૌહાણ, શ્રી અરવિંદભાઈ પોકાર, શ્રી હર્ષદભાઈ પટેલ, શ્રી પ્રકાશભાઈ પજવાણી, શ્રી ધીરજભાઈ પોકાર, શ્રી દિનેશભાઈ પોકાર વગેરે ગુરુકુલ પરિવારના ભક્તજનોએ તન-મન-ધનથી સહયોગ આપ્યો હતો. સંપૂર્ણ કથા દરમિયાન નાગપુર સ્થિત ૪૦૦૦ ભક્તોએ કથાનો લાભ લીધો હતો.

## શ્રી રામ-શ્યામ-ઘનશ્યામ પાટોત્સવ, (SGVP)

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ખાતે તા. ૨૮ જાન્યુઆરી વસંત પંચમીના રોજ પ્રાર્થના ભવનમાં બિરાજમાન ભગવાન શ્રી રામ-શ્યામ-ઘનશ્યામ મહારાજનો દિવ્ય પાટોત્સવ ઉજવાયો. વહેલી સવારે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પૂજન થયા બાદ સદ્ગુરુ સંતોના હસ્તે પંચામૃત, કેસરજળ, વિવિધ ઔષધિઓ તથા ફળોના રસ, ચંદન, પુષ્પપાંખડી વગેરે સામગ્રી દ્વારા ભવ્ય અભિષેક કરવામાં આવ્યો હતો. અભિષેક બાદ શાકોત્સવની સભાના પ્રારંભે શિક્ષાપત્રીનો પાઠ કરવામાં આવ્યો. પ.પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ ઠાકોરજી તથા શિક્ષાપત્રીનું તુલસીદલથી પૂજન કર્યું. ત્યારબાદ પાટોત્સવ નિમિત્તે ભગવાનને ધરાવવામાં આવેલ અન્નકુટની આરતી સદ્ગુરુ સંતોએ ઉતારી. પ. પૂ. સદ્ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ શિક્ષાપત્રીના ૧૦૮મા શ્લોક ઉપર મનનીય પ્રવચન કરી ઉપાસનાની વિધિ સમજાવી હતી. આ ઉપરાંત પ. પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પ. પૂ. સદ્ગુરુ શ્રીહરિદાસજી સ્વામીએ કથાવાર્તાનો લાભ આપ્યો હતો. સભા પૂર્ણ થયા બાદ સૌ ભક્તજનો શાકોત્સવનો પ્રસાદ લઇ છૂટા પડ્યા હતા.

## રાષ્ટ્રિય સંસ્કૃત મહોત્સવ તથા પાટોત્સવ (સાંદિપની વિદ્યા નિકેતન, પોરબંદર)

તા. ૨૭ થી ૩૧ જાન્યુઆરી દરમિયાન સાંદિપની વિદ્યા નિકેતન પોરબંદર ખાતે રાષ્ટ્રિય સંસ્કૃત મહોત્સવ તથા પાટોત્સવ ખૂબ જ ધામધૂમથી ઉજવાયો. આ મહોત્સવમાં પૂ. ભાઈશ્રીના આમંત્રણને માન આપીને પ. પૂ. સદ્ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી પધાર્યા હતા. પાટોત્સવમાં પૂ. સ્વામીજી તથા પૂ. ભાઈશ્રીના સાન્નિધ્યમાં દેવોનો મહાભિષેક કરવામાં આવ્યો.

રાષ્ટ્રિય સંસ્કૃત મહોત્સવમાં ખાસ કરીને રમતોત્સવ, યુવક મહોત્સવ, વિશિષ્ટ વ્યાખ્યાન તેમજ રાષ્ટ્રિય સ્તરે વક્તૃત્વ સ્પર્ધા અને સ્તોત્રગાન તથા શ્લોકગાન સ્પર્ધાઓ ખૂબ

સુંદર રીતે યોજાઇ. આ મહોત્સવમાં દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના ઋષિકુમારોએ સંસ્કૃત ગ્રામ રજૂ કરી મહોત્સવમાં આકર્ષણ ઊભું કર્યું હતું. દેશભરના વિદ્વાનોએ આ ઉત્સવમાં હાજરી આપી વિવિધ વિષયો ઉપર પોતાના મનનીય પ્રવચનો આપ્યાં હતાં. પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ સંસ્કૃતનું મહત્વ સમજાવી ઋષિકુમારોને પ્રેરણા આપી હતી. પૂ. ભાઇશ્રી, શ્રી ગૌતમભાઈ પટેલ, શ્રી સત્યવ્રત શાસ્ત્રીજી, શ્રી કુટુંબ શાસ્ત્રીજી, શ્રી ચમુકૃષ્ણ શાસ્ત્રીજી, શ્રી પંકજભાઈ જાની વગેરે મહાનુભાવો ઉપસ્થિત રહ્યા હતા.

## શિલાન્યાસ મહોત્સવ (કાગવડ)

તા. ૨૧ જાન્યુઆરી, શનિવારના રોજ કાગવડ ખાતે ખોડલધામ મંદિરનો શિલાન્યાસ મહોત્સવ લાખો ભક્તજનોની હાજરીમાં યોજાયો. આ શિલાન્યાસ સમારોહનું ઉદ્‌ઘાટન પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પૂ. દેવપ્રસાદજી મહારાજ (જામનગર) વગેરે સંતો-મહાનુભાવોના હસ્તે દીપ પ્રાગટ્ય કરી કરવામાં આવ્યું હતું. ખોડલધામ ટ્રસ્ટના પ્રમુખ શ્રી નરેશભાઈ એ ઉપસ્થિત સર્વ સંતોનું ફૂલહાર કરી સ્વાગત કર્યું હતું. આ પ્રસંગે પૂ. સ્વામીજીએ લેઉવા પટેલ સમાજની એકતા જળવાઇ રહે તથા આ સંસ્થા દ્વારા સમાજસેવાનાં અનેક કાર્યો થતાં રહે તેવા શુભાશીર્વાદ પાઠવ્યા હતા. આ મહોત્સવમાં મોટી સંખ્યામાં સંતો, તમામ પક્ષના નેતાઓ, સમાજના શ્રેષ્ઠ દાનવીરો તથા લાખોની સંખ્યામાં ભક્તજનોએ ઉપસ્થિત રહી ભવ્ય અને દિવ્ય વાતાવરણ ખડું કર્યું હતું. આજરોજ સમાજના અગ્રણીઓએ સંસ્થાના વિકાસમાં કરોડો રૂપિયાનું દાન કરી મહત્વપૂર્ણ ફાળો નોંધાવ્યો હતો.

## વ્યાખ્યાનમાળા (વાશી, નવી મુંબઇ)

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર, વાશી દ્વારા સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે તા. ૧-૨ ફેબ્રુઆરી, ૨૦૧૨ દરમિયાન વ્યાખ્યાનમાળાનું આયોજન કરવામાં આવ્યું હતું. એપીએમસી માર્કેટ, વાશીના ભવ્ય હોલમાં સદ્‌ગુરુ સંતોના સાન્નિધ્યમાં યોજાયેલ વ્યાખ્યાનમાળામાં પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જીવન જીવવાની કળા વિષે મનનીય પ્રવચન કર્યું હતું. આ પ્રસંગે પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ. પૂ. સદ્‌ગુરુ શ્રીહરિદાસજી સ્વામીએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ સંપૂર્ણ આયોજનમાં શ્રી સુરેન્દ્રભાઈ શેઠ, શ્રી કીર્તિભાઈ રાણા, શ્રી જયેશભાઈ શેઠ, શ્રી યોગેશભાઈ શાહ વગેરે ગુરુકુલ પરિવારના ભક્તજનોએ તન-મન-ધનથી સહયોગ આપ્યો હતો.

## સત્સંગ સભા (પનવેલ)

તા . ૫ ફેબ્રુઆરીના રોજ શ્રી સ્વામિનારાયણ સંસ્કાર કેન્દ્ર, પનવેલ ખાતે પ. પૂ. ૧૦૦૮ આચાર્ય શ્રી રાકેશ પ્રસાદજી મહારાજે પધારી કથાવાર્તા તથા દર્શનનો લાભ આપ્યો હતો. પૂ. મહારાજશ્રી પનવેલ પધારતાં ગુરુકુલ પરિવારના ભક્તજનોએ ભવ્ય સ્વાગત કર્યું હતું. આ પ્રસંગે યોજાયેલ સત્સંગ સભામાં પ. પૂ. મહારાજશ્રીએ સૌ ભક્તજનોને આશીર્વાદ પાઠવ્યા હતા. પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ. પૂ. સદ્‌ગુરુ શ્રીહરિદાસજી સ્વામી, શ્રી નવીનભાઈ દવે, શ્રી મધુભાઈ દોંગાએ પ્રસંગોચિત ઉદ્‌બોધન કરી નાનકડો છતાં પ્રેમાળ ગુરુકુલ પરિવાર, પનવેલને બિરદાવ્યો હતો.

## દિવ્ય શાકોત્સવ (લોનાવાલા)

તા. ૪ ફેબ્રુઆરીના રોજ લોનાવાલા મુકામે પ. પૂ. ૧૦૦૮ આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજના સાન્નિધ્યમાં પ. ભ. શ્રી નવીનભાઈ દવેના વિશાળ ફાર્મ હાઉસમાં દિવ્ય શાકોત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. શાકોત્સવના પ્રારંભે પૂ. ચૈતન્યસ્વરુપદાસજી સ્વામી તથા શ્રી

હસમુખભાઈ પાટડીયા દ્વારા નંદ સંતો રચિત કીર્તનોનું ગાન થયું. કીર્તનભક્તિ બાદ પૂ. મહારાજશ્રી તથા સદ્‌ગુરુ સંતોનું પૂજન શ્રી નવીનભાઈ દવે તથા શ્રી ગોપાલભાઈ દવે દ્વારા કરવામાં આવ્યું.

પૂજન બાદ પ. પૂ. સદ્‌ગુરુ શ્રીહરિદાસજી સ્વામીએ શાકોત્સવના ઇતિહાસ તથા મહિમાની વાત કરી હતી. પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ ગુરુકુલના પાયાના પત્થરો અને શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર ગાંધી પરિવાર, કામલિયા પરિવાર, દવે પરિવાર, મેતલીયા પરિવાર, શાહ પરિવાર વગેરે પરિવારના વડીલોની વાત કરી હતી. ગુરુકુલના પ્રવક્તા શ્રી ભાનુભાઈ પટેલે શ્રી સ્વામિનારાયણ મંદિર ભુલેશ્વરના નિર્માણમાં જેમનો સિંહફાળો હતો તેવા કલ્યાણજી કરમશી દામજી પરિવારની નિષ્ઠા તથા પ્રેમને યાદ કરી તેમના સેવાકાર્યને બીરદાવ્યા હતાં.

પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે શ્રી નવીનભાઈ દવેને સંપત્તિ મળી છે અને તેને વાપરતાં પણ આવડ્યું છે. સંપત્તિ સાથે સમજણ મળવી એ સંતોની કૃપાનું ફળ છે. સંપત્તિ મળ્યા પછી છલકાવું નહી તે નવીનભાઈનો આગવો ગુણ છે. પ. પૂ. આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજે આશિર્વાદ આપતા જણાવ્યું હતુ કે આજે ૨૦૦ વર્ષ પહેલા થયેલા લોયાના શાકોત્સવનો વઘાર આજે લોનાવાલા પહોચ્યો છે. લોયામાં સુરાભક્તનો પ્રેમ હતો અને લોનાવાલામાં નવિનભાઇ દવેનો પ્રેમ છે. આજે સંપ્રદાયમાં નવિનભાઈનું સમર્પણ કદિ ન વિસરાય તેવું છે. આજરોજ પ. પૂ. ગાદિવાળા માતુશ્રીએ ખાસ ઉપસ્થિત રહી બહેનોભક્તોને કથાવાર્તા દર્શનનો લાભ આપ્યો હતો.

આ શાકોત્સવમાં ઊના, કચ્છ, અમરેલી, રાજકોટ, અમદાવાદ, સુરત, અંકલેશ્વર, વાપી, મુંબઇ, પનવેલ, કલકત્તા, રાંચી વગેરે સ્થળોએથી ગુરુકુલના ૮૦૦ જેટલા અનન્ય સેવકો હાજર રહ્યા હતા. અંતમાં શ્રી નવીનભાઈ દવેએ શાકોત્સવમાં ઉપસ્થિત ગાંધી પરિવાર, મીઠાઇવાળા પરિવાર, આંબાશેઠનો પરિવાર, ભગા દોષીનો પરિવાર, કલ્યાણજી કરમશી દામજી પરિવાર, કોયા પરિવાર, સોમૈયા પરિવાર, મુખી પરિવાર, અજમેરા પરિવાર, વેણી પરિવાર, ઉનડકટ પરિવાર, પારેખ પરિવાર, શાહ પરિવાર, દેસાઇ પરિવાર, લંડનથી પધારેલા રવજીભાઈ, આફ્રિકાથી પધારેલા રામજીભાઈ તથા દેશભરમાંથી પધારેલા ભક્તજનોનો આભાર વ્યક્ત કર્યો હતો.

## ગુરુકુલ ગૌરવ

શ્રી સોમનાથ સંસ્કૃત યુનિવર્સિટી દ્વારા એપ્રિલ, ૨૦૧૧માં લેવાયેલ શાસ્ત્રી-આચાર્યની વાર્ષિક પરીક્ષામાં દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના ઋષિકુમારોએ જળહળતું પરિણામ મેળવી સંસ્થાનું નામ રોશન કર્યું હતું. શાસ્ત્રી કક્ષા-વેદાંત વિષયમાં **શાસ્ત્રી વિવેકસાગરદાસજી સ્વામીએ પ્રથમ, શાસ્ત્રી દર્શનપ્રિયદાસજી સ્વામીએ દ્વિતીય અને શાસ્ત્રી નારાયણચરણદાસજી સ્વામીએ તૃતીય સ્થાન** પ્રાપ્ત કર્યાં હતાં. ન્યાયશાસ્ત્રમાં **ભગીરથ ત્રિવેદીએ પ્રથમ સ્થાન** પ્રાપ્ત કર્યું હતું. આચાર્ય કક્ષા-વ્યાકરણ વિષયમાં **પંડ્યા યોગેશે પ્રથમ** તથા વેદાંત વિષયમાં **શાસ્ત્રી નિરંજનદાસજી સ્વામીએ પ્રથમ, શાસ્ત્રી નીલકંઠદાસજી સ્વામી દ્વિતીય તથા શાસ્ત્રી નરનારાયણદાસજી સ્વામીએ તૃતીય સ્થાન** પ્રાપ્ત કર્યું હતું.

તા. ૭ થી ૧૦ ફેબ્રુઆરી દરમિયાન રાષ્ટ્રિય સંસ્કૃત વિદ્યાપીઠ, તિરુપતિ દ્વારા અખિલ ભારતીય સંસ્કૃત છાત્ર પ્રતિભા સમારોહમાં દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના ઋષિકુમારો **હાર્દિક જોષીએ સાહિત્ય વિષયમાં સુવર્ણ ચંદ્રક, ધરમ જોષીએ ધર્મશાસ્ત્ર વિષયમાં સુવર્ણ ચંદ્રક, અજય પંડ્યાએ જ્યોતિષ વિષયમાં રજતચંદ્રક, જોષી ચિંતને વેદાંત વિષયમાં કાંસ્ય ચંદ્રક તેમજ તેરૈયા વિશાલે આશ્વાસન ઇનામો** પ્રાપ્ત કરી સંસ્થાનું ગૌરવ વધાર્યું હતું.

## શ્રીમદ્ ભાગવત સપ્તાહ પારાયણ (દહીંડા)

અમરેલી જીલ્લાના દહીંડા મુકામે પ.ભ. શ્રી જેઠાભાઈ ખોડાભાઈ હપાણી પરિવાર

દ્વારા તેમના પિતૃજનોની પવિત્ર સ્મૃતિમાં તા. ૯ થી ૧૫ ફેબ્રુઆરી દરમ્યાન 'શ્રીમદ્ ભાગવત સપ્તાહ પારાયણ'નું આયોજન કરવામાં આવ્યું હતું. આ પારાયણ દરમ્યાન પરમ પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વ્યાસાસને બિરાજી ભક્તજનોને ભાગવતજીની કથાઓના દિવ્ય રહસ્યોની વાત કરી હતી.

આ કથા દરમ્યાન પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીએ ભક્તજનોને જીવનલક્ષી કથા કરીને વિશેષ લાભ આપ્યો હતો. અમરેલી મંદિરેથી પૂજ્ય શ્રી ધર્મવલ્લભદાસજી સ્વામી, વડિલા મંદિરેથી પૂજ્ય શાસ્ત્રી શ્રી આનંદવલ્લભદાસજી સ્વામી તથા અમરેલી વિસ્તારના અનેક મહાનુભાવોએ પધારીને કથાવાર્તા શ્રવણનો લાભ લીધો હતો. આ કથા દરમ્યાન અનેકવિધ રાત્રી કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદના વિદ્યાર્થીઓનો સાંસ્કૃતિક કાર્યક્રમ, ધનસુખભાઈ ટાંક તથા શામજીભાઈ લાઢિયા દ્વારા હાસ્ય દરબાર, સમુહ રાસ તથા મહિલા સત્સંગ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. દહિંડા ઉપરાંત સમસ્ત અમરેલી વિસ્તારના ગામડાઓ માંથી ભક્તજનોએ મોટી સંખ્યામાં ઉપસ્થિત રહીને કથાવાર્તાનો લાભ લીધો હતો.

## ૧૦૮ કલાક ધૂનની પૂર્ણાહુતિ (નીંગાળા)

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજીત સદ્‌ગુરુવંદના મહોત્સવ ઉપક્રમે અનેક ગામડાઓમાં ૧૦૮ કલાકની ધૂન થઈ રહી છે. જેમાં અમરેલી જીલ્લાના ખાંભા પાસે આવેલા નીંગાળા મુકામે ભક્તજનોના ઘરે ઘરે ૧૨૫ કલાક ધૂન થઈ હતી. આ ધૂનની પૂર્ણાહુતિ તા.૧૬/૨/૧૨ના રોજ કરવામાં આવી હતી. આ પ્રસંગે પૂજ્ય સદ્‌ગુરુ શ્રી શ્રીહરિદાસજી સ્વામીએ સંતમંડળ સાથે પધારીને ભક્તજનોના ઘરે પધરામણી કરી હતી. અહી યોજાએલી સત્સંગ સભામાં ઠાકોરજીનું પૂજન, પૂજ્ય શ્રી જોગી સ્વામીનું પૂજન તથા કથાવાર્તાનું આયોજન કરવામાં આવ્યું હતું.

॥ શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ ॥

### સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે અમદાવાદ સ્થિત ગુરુકુલ પરિવારની વ્યવસ્થાપન સભા

વ્હાલા પરિવારજનો,

આપણા જેવા અનેક જીવાત્માઓને પરમ સુખિયા કરનારા અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજીત 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ'ની પૂર્વ તૈયારીના ભાગ સ્વરૂપે તા.૧૧/૩/૧૨, રવિનારના રોજ સાંજે ૫:૦૦ કલાકે, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) છારોડી મુકામે પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના સાનિધ્યમાં વ્યવસ્થાપન સભા રાખવામાં આવેલ છે.

લી. મહોત્સવ સમિતિ વતી કન્વિનર ગોપાલ પટેલ તથા વિપુલ ગજેરાના
હેતપૂર્વક જય સ્વામિનારાયણ.

**નોંધ :-** આ સભામાં ઉત્સવ અંગેની જવાબદારીઓ સોંપવાની હોવાથી સ્વયંસેવિકા બહેનોએ પણ ઉપસ્થિત રહેવું જરૂરી છે. - સૌ ભાઈ-બહેનોને સમયસર હાજર રહેવા વિનંતી.

- ૦૨ માર્ચ, શુક્રવાર — શ્રીહરિ જયંતી - નીલકંઠવર્ણી અભિષેક, રાજોપચાર પૂજન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૦૪ માર્ચ, રવિવાર — સુહૃદ સભા - શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, છારોડી
- ૦૯ માર્ચ, શુક્રવાર — સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં, ભવ્ય પુષ્પદોલોત્સવ તથા રંગોત્સવ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ, સમય સાંજે ૪.૦૦ કલાકે
- ૧૮ માર્ચ, રવિવાર — પાપમોચની એકાદશી - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૫ માર્ચ, રવિવાર — સમૂહ મંત્ર લેખન - શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ (સાંજે ૫ થી ૭)
- ૨૭ માર્ચથી ૨ એપ્રિલ — મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ, મુ. કાંગસીયાળી, જી. રાજકોટ

## શ્રદ્ધા સુમન

**અ. નિ. રવજીભાઇ નારાયણભાઇ મંદાણી :-** બળદીયા નિવાસી રવજીભાઈ નારાયણભાઈ મંદાણી ૪, ફેબ્રુઆરીના રોજ અક્ષરધામ સીધાવ્યા છે. ગુરુકુલના નિષ્ઠાવાન તથા શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર રવજીભાઈને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્ર શ્યામ આદિ પરિવારજનોને ધીરજ અર્પે એવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી કાંતિભાઈ હિરજીભાઈ પટેલ :-** શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદમાં વિદ્યાર્થીઓને અભ્યાસની નિયમિત સેવા આપનારા પ્રો. ડૉ. શ્રી રાજેશભાઈ કે. પટેલના પિતાશ્રી કાંતિભાઈ હિરજીભાઈ પટેલ, ૬૯ની ઉંમરે ભગવાનના ધામમાં સિધાવ્યા છે. આ પવિત્ર આત્માની સ્મૃતિમાં યાજાએલી ધૂનમાં સંતોએ પધારીને કથાવાર્તા તથા ધૂન-સંકીર્તનનો લાભ આપ્યો હતો. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા પરિવારજનોને ધીરજ અર્પે એવી પ્રાર્થના.

**અ. નિ. ગીરધરભાઇ પ્રભુભાઇ પટેલ :-** શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદમાં સેવા આપનારા જગજીવનભાઈ પટેલના પિતાશ્રી ગીરધરભાઈ પટેલ, ૯૨ની ઉંમરે ભગવાનના ધામમાં સિધાવ્યા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા પરિવારજનોને ધીરજ અર્પે એવી પ્રાર્થના.

## ગુરુકુલ ગૌરવ

**રાજેશકુમાર ઈશ્વરભાઈ પટેલ Ph.d થયા છે :-** ગુરુકુલ પરિવારના સંનિષ્ઠ સેવક અને રાજકોટ ગુરુકુલના નિવૃત્ત શિક્ષક શ્રી ઈશ્વરભાઈ પટેલના સુપુત્ર શ્રી રાજેશકુમારે ગુજરાતી સાહિત્યના શ્રેષ્ઠ જ્ઞાનપીઠ એવોર્ડ વિજેતા પન્નાલાલ પટેલની નવલકથા **'મળેલા જીવ'**નું અંગ્રેજી ભાષામાં રૂપાંતર કરીને સૌરાષ્ટ્ર યુનિવર્સીટી દ્વારા Ph.d ની પદવી પ્રાપ્ત કરી છે. આ મહા નિબંધ લેખનમાં ગુરુકુલના ભૂતપૂર્વ વિદ્યાર્થી પ્રો. જયદીપસિંહ ડોડીયાએ માર્ગદર્શક તરીકે સેવા બજાવી હતી. રાજેશ પટેલની આ સિદ્ધિ બદલ પૂજ્યપાદ સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તેમજ સર્વ સંતોએ આશીર્વાદ સાથે અભિનંદન પાઠવ્યા હતા.

## ગુરુકુલમાં રસોઈ

### છારોડી ગુરુકુલ

- ★ શ્રી ઇન્દ્રવદનભાઇ જે. પરીખ
- ★ શ્રી રવિન્દ્રભાઇ ત્રીવેદી, કેનેડા
- ★ શ્રી નારાયણભાઇ તથા હરજીભાઇ , મોંબાસા
- ★ શ્રી નરહરીભાઇ કોયા, કલકત્તા
- ★ શ્રી પુરુષોત્તમભાઇ ડી. ચૌહાણ
- ★ શ્રી ઘનશ્યામભાઇ આઇ. ભોરણીયા
- ★ શ્રી નંદકીશોર તથા સુરેશ કણઝરીયા, અમદાવાદ

### અમદાવાદ ગુરુકુલ

- ★ શ્રી મયુરકુમાર ધીરજલાલ શેલડીયા, બાપુનગર
- ★ શ્રી રમણભાઇ લાલજીભાઇ પટેલ, અમદાવાદ
- ★ શ્રી જસવંતભાઇ મણીલાલ બ્રહ્મભટ્ટ, અમદાવાદ
- ★ શ્રી જગદીશભાઇ ઠક્કર, અમદાવાદ
- ★ શ્રી મિત હરેશભાઇ કાકડીયા, અમદાવાદ
- ★ શ્રી ગોવિંદભાઇ રાઘવાણી, લંડન
- ★ શ્રી રસિકભાઇ શામજીભાઇ ખોલિયા, અમદાવાદ
- ★ શ્રી અંબાલાલ પુરુષોત્તમદાસ પટેલ, અમદાવાદ
- ★ શ્રી અ.નિ. લાલજીભાઇ કે. લાખાણી, બળદીયા

॥ श्री स्वामिनारायणो विजयतेतराम् ॥

सनातन धर्मधुरंधर आचार्यश्री १००८ श्री राकेशप्रसादजी महाराजश्री

श्री लक्ष्मीनारायण देव दक्षिण देश गादी
संस्थान : वडताल - पीन : ३८७ ३७५

આચાર્ય જા. ર. નં. ૧૦/૨૦૫૮ તા.: ૧૩-૨-૧૨

# શુભેચ્છા પત્ર

પ્રતિશ્રી,
ગુરૂકુલ દર્શન
પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી (પ્રકાશક)
પાર્ષદ શ્રી શામજી ભગત (તંત્રી)
મેમનગર (અમદાવાદ)

વડતાલવાસી શ્રી લક્ષ્મીનારાયણદેવ તથા આરાધ્ય ઇષ્ટદેવ શ્રી હરિકૃષ્ણ મહારાજના ચરણકમળથી લિ. વડતાલવાસી શ્રી લક્ષ્મીનારાયણ દેવ ગાદીના પિઠાધિપતિ પ.પૂ.ધ.ધુ. ૧૦૦૮ આચાર્ય મહારાજશ્રી રાકેશપ્રસાદજી મહારાજશ્રીના શુભાશીર્વાદપૂર્વક સસ્નેહ જય શ્રી સ્વામિનારાયણ વાંચશો.

આપનો જાન્યુઆરી-૨૦૧૨નો અંક મળ્યો વાંચીને ખૂબ આનંદ થયો. આપણા વડતાલ ગાદીના આદિ આચાર્ય ધર્મકુલ મુગટમણી શ્રી રઘુવીરજી મહારાજના ગુણોને વર્ણવતો વિશેષ અંક **'ગુરુકુલ દર્શન'** દ્વારા પ્રકાશીત થતા અંતરથી ગુરુકુલ પરિવારને શુભેચ્છાઓ પાઠવીએ છીએ.

આદિ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજના પ્રાગટ્યના દ્વિશતાબ્દિ મહોત્સવ પ્રસંગે આ અંકનું પ્રકાશન એ આનંદની બાબત છે. આગામી તા. ૦૭/૦૩/૨૦૧૨ થી ૧૧/૦૩/૨૦૧૨ દરમિયાન વડતાલ મુકામે મહોત્સવ અંતર્ગત રંગોત્સવ, શ્રી ગોમતીજી ઉદ્ઘાટન પ્રસંગ, શ્રી લક્ષ્મીનારાયણ દેવ, શ્રી હરિકૃષ્ણ મહારાજ, શ્રી ધર્મભક્તિ વાસુદેવના અભિષેક, કથાવાર્તા આદિક પ્રસંગોનો લાભ લેવા સર્વે આશ્રીતોને ગુરુકુલ દર્શનના માધ્યમથી નિમંત્રણ પાઠવીએ છીએ.

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, છારોડી આદિક સંસ્થાઓ દ્વારા મૂળ સંપ્રદાયની પુષ્ટિ થતી રહે તથા મૂળ સંપ્રદાયને વિષે નિષ્ઠા ધરાવતા તમામ ભક્તોના ભાવ સંકલ્પ વડતાલ વિહારી શ્રી હરિકૃષ્ણ મહારાજ સદૈવ પૂર્ણ કરતા રહે તેવી તેમના દિવ્ય ચરણ કમળમાં પ્રાર્થના સહ જય શ્રી સ્વામિનારાયણ.

શ્રી રાકેશપ્રસાદ
આચાર્ય મહારાજ શ્રી

श्री निलकण्ठ ! हरिकृष्ण ! हरे ! दयालो, स्वामिन् ! परात्परवराक्षर धामवासिन् ॥
हारिप्रसाद ! पुरुषोत्तम ! धर्मपुत्र ! नारायणं सुखनिधिं प्रणमाम्यहं त्वाम् ॥

**-: સદ્‌ગુરુ ગુણાતીતાનંદસ્વામી વિશેષાંક સૌજન્ય :-**
દહીંડા નિવાસી ભૂતપૂર્વ વિદ્યાર્થી શ્રી કેતન ભૂપતભાઈ મકાણી (હાલ-લંડન) એ સ્વીકાર્યુ છે.

તીરુપતિમાં વિજેતા ઋષિકુમારોને આશીર્વાદ આપતા પૂ. સ્વામીજી

સાંદીપનિ(પોરબંદર), દેવોના પાટોત્સવ પ્રસંગે અભિષેક

SGVPની મુલાકાતે પધારેલા પૂ. દયાનંદ સરસ્વતીજી

રાજકોટ મંદિરમાં યોજાયેલ યજ્ઞ- અનુષ્ઠાન

ભાગવત્ કથામૃતનું પાન કરાવતા પૂ. સ્વામીજી, દહીંડા

પૂ. સ્વામીજી સાથે કથાનો યજમાન પરિવાર, દહીંડા

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month, GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012

લોનાવાલા શાકોત્સવમાં ઉપસ્થિત પૂ. આચાર્ય મહારાજશ્રી, સદ્ગુરુ સંતો તથા ગુરુકુલના પાયાના પત્થર સમાન નિષ્ઠાવાન હરિભક્તો

પૂ. આચાર્ય મહારાજશ્રીના આશીર્વાદ પ્રાપ્ત કરતા નવિનભાઈ દવે

લોનાવાલા શાકોત્સવમાં ઉપસ્થિત ગુરુકુલ પરિવાર

ખોડલધામ, કાગવડ શિલાન્યાસ સમારોહમાં દીપ પ્રાગટ્ય

ખોડલધામ શિલાન્યાસ પ્રસંગે મંગલ ઉદ્બોધન કરતા પૂ. સ્વામીજી